પ્રકાશન નં. : ૩૬૪

# વીમાનો ઈસ્લામી હુકમ


● હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ હાજી ઈબ્રાહીમ ભડકોદ્રવી (સા., મ. ઝિ.)

સદર મુફતી : દારુલ ઉલૂમ ભરૂચ, કંથારીઆ

શયખુલ હદીષ : જામિઅહ, જંબુસર





★ પ્રકાશન વિભાગ ★

દારુલ ઉલૂમ-ભરૂચ, મહમૂદનગર,

મુ. પો. કંથારીઆ-૩૯૨ ૧૬૨

તા. જી. ભરૂચ (ગુજરાત-ઈન્ડિયા)

# ★ અનુક્રમણિકા ★


| નં. | વિગત | પેજ નં. |
|---|---|---|
| ૧ | પ્રસ્તાવના.......................................... | ૬ |
| ૨ | વીમાનો ઈસ્લામી હુકમ.............................. | ૧૯ |
| ૩ | વીમાનો શરઈ હુકમ................................. | ૨૦ |
| ૪ | સ્વૈચ્છિક વીમાનો વધારો............................ | ૨૪ |
| ૫ | હુલ્લડપીડિતે વીમારૂપે ચૂકવેલી રકમથી વધારાની મળતી રકમનો હુકમ.......................................... | ૨૭ |
| ૬ | ફરજિયાત વીમાનો વધારો............................ | ૩૦ |
| ૭ | વાહનનો ફરજિયાત વીમો............................. | ૩૧ |
| ૮ | ટ્રાન્સપોર્ટ કંપનીનો વીમો............................ | ૩૩ |
| ૯ | વીમાને લગતા અમુક અગત્યના ફતાવા.................. | ૩૭ |
| | વાહનનો ફરજિયાત વીમો વ્યાજની રકમથી લેવો. | ૩૭ |
| | હુલ્લડમાં નુકસાન પામેલ વાહનનું વળતર વીમા કંપની પાસેથી લેવું.................. | ૩૮ |
| | એકસીડન્ટથી વાહન અને માલિકને થયેલ નુકસાનનું વળતર વીમા કંપનીથી લેવું........... | ૩૮ |
| | બીમારીનો વીમો લેવો.......................... | ૪૦ |
| | વીમા કંપનીના કમીશન એજન્ટ બનવું............ | ૪૧ |
| | કંપની પોતાના કર્મચારીઓને હેલ્થ (આરોગ્ય) વીમો અપાવે.................................... | ૪૨ |
| ૧૦ | વીમા વિશે અનેક ફિકહી અને ઈલ્મી ઈદારાઓના ફેસલાઓ.......................................... | ૪૩ |
| | ૧. મજલિસે તહકીકાતે શરઈય્યહ નદવતુલ ઉલમાઅ લખનવનો ફેસલો .................. | ૪૩ |
| | ૨. ઈદારએ મબાહિસે ફિકહિય્યહ (જમઈય્યત ઉલમાએ હિંદ)એ પ્રગટ કરેલ ફતવો......... | ૪૬ |
| | ૩. ઈસ્લામિક ફિકહ એકેડમી (ઈન્ડિયા)નો ફેસલો | ૪૯ |
| | ૪. દારુલ ઈફતા : દારુલ ઉલૂમ દેવબંદનો એક તાજો ફતવો................................. | ૫૦ |

બિસ્મિલ્લાહ

## પ્રકાશકીય

**હામિદંવ્ વ મુસલ્લિયા.....**

ગુજરાતની વર્તમાન અશાંત અને હુલ્લડિયા પરિસ્થિતિએ સમાજના વિવિધ વર્ગો અને વિવિધ વ્યક્તિઓને વિભિન્ન રીતે વિચારતાં કરી મૂક્યાં છે. વિવિધ ક્ષેત્રે કાર્યરત્ સમાજનો દરેક વર્ગ, મનોભાવિક અને સ્વાભાવિક રીતે જ, બિહામણા અને ભીષણ કૌમી દંગલોના રાક્ષસની સામે વૈચારિક બાથ ભીડવા યા એનો તંદુરસ્ત સામનો કરવા વિહ્વળતાપૂર્વક–ગંભીરપણે વિચારતો નજરે પડે છે. લાલઘૂમ પરાકાષ્ઠા તરફ અતિ ઝડપી ગતિએ જઈ રહેલી સમાજની આ વિકટ અને જટિલ સમસ્યાના ઉકેલની શોધમાં સૌ કોઈ વિચારમગ્ન, પરેશાન, ફિકરમંદ અને આકુળવ્યાકુળ છે. જાણે આ, મહદંશે દરેક વ્યક્તિની પોતીકી સમસ્યા છે અને સૌને તલાશ છે એના ત્વરિત અને કાયમી ઉકેલની.

ડગલે ને પગલે, સામાજિક અને સાંસારિક સમસ્યાઓના નિવારણની દિશામાં, સભાન અને સજાગપણે, જવાબદારીપૂર્વક મુસ્લિમ સમાજને સુંદર અને સચોટ શરઈ માર્ગદર્શન પૂરું પાડનાર દારુલ ઉલૂમ ભરૂચ–કંથારીઆનો "ફતાવા વિભાગ"

સમાજને પજવતી અને મૂંઝવતી આ અતિ ગંભીર અને સંવેદનશીલ સમસ્યાથી અલિપ્ત, મુક્ત અને નિશ્ચિંત રહી શકે ખરો ? કદાપિ નહિ ! સમાજનું એક અતૂટ અને અવિભાજ્ય અંગ હોવાને નાતે "ફતાવા વિભાગે" હંમેશા તત્પરતાપૂર્વક મુસ્લિમ સમાજને સ્પર્શતા પ્રશ્નોને વાચા આપી જ છે અને એના શરઈ ઉકેલની દિશામાં મહત્ત્વની ભૂમિકા નિભાવી જ છે. આજે ફરીવાર એ પોતાનું બુનિયાદી અને પ્રમુખ ધાર્મિક કર્તવ્ય તથા સામાજિક દાયિત્વ નિભાવવા કટિબદ્ધ અને તત્પર બન્યો છે. ફલિલ્લાહિલ્ હમ્દુ અલા ઝાલિક.

કિતાબમાં આપને શું જોવા અને વાંચવા મળશે વારું ? કિતાબના વિષયને લગતી પ્રમાણભૂત, તલસ્પર્શી, જ્ઞાનસભર અને અભ્યાસમંડિત માહિતી તો ઉપલબ્ધ છે જ. તદુપરાંત, પ્રસ્તાવનામાં લેખક સાહેબે કૌમી હુલ્લડ જેવી માનવસર્જિત આફતોનાં કારણ અને નિવારણ તથા વ્યાજની ભયાનક્તા અને વિનાશકારિતા જેવા સંલગ્ન અને આનુષંગિક વિષયોના વિશે કરેલી ટૂંકી; પરંતુ મુદ્દાસરની ચર્ચા પણ અતિ ઉપયોગી, લાભદાયી, પ્રાસંગિક અને સમયોચિત છે.

કિતાબ કદમાં ભલે નાની છે; પરંતુ એની મહત્તા અને ઉપયોગિતા અપરંપાર છે. નાનકડી જણાતી આ કિતાબની તૈયારીમાં કરવી પડેલી અથાગ મહેનત, મથામણ અને પરિશ્રમને તો એના લેખક જ સારી પેઠે જાણે છે અને કંઈક અંશે હું તથા સાથી કાર્યકર્તાઓ.... એક ઢગ ફૂલોમાંથી થોડુંક જ અત્તર મેળવી શકાય છે એ વાસ્તવિક્તા અને નિયમના ન્યાયે ઢગબદ્ધ સંદર્ભગ્રંથોના અભ્યાસમાંથી આ કિતાબ નિષ્પન્ન થવા પામી છે.

કિતાબના આદરણીય લેખક હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ હાજી ઈબ્રાહીમ ભડકોદ્રવી સા. (મ. ઝિ.) ઈફતાની દુનિયાનું એક ઝળહળતું નામ છે અને આપનું કામ પણ છે ઝળાંહળાં. આ પુસ્તિકા એનો બોલકો, દસ્તાવેજી પુરાવો છે.... મુફતી સાહેબના ઉત્સાહ અને જહેમતના કારણે આ પુસ્તિકાનું પ્રકાશન શક્ય બન્યું છે, એ બદલ એમનો ખૂબ આભારી છું.

કિતાબનો સંપૂર્ણ છપામણીખર્ચ મવલાના ઈસ્માઈલ સા. કાવી ઝી. મ. (નવરંગ જયૂસ સેન્ટર, સુરત)એ પોતાના શિરે ઉઠાવ્યો છે. "પ્રકાશન વિભાગ" એમનો ઋણ–સ્વીકાર કરતાં આનંદની લાગણી અનુભવે છે. આપે પોતાના વાલિદે મર્હૂમ અને આપણા સૌના મુહસિન એવા હઝરત મવલાના અલી યૂસુફ સા. કાવી (રહ.)ના ઈસાલે સવાબ માટે આ કિતાબ છપાવી છે. અલ્લાહ તઆલા શર્ફે કબૂલ અતા ફરમાવી મર્હૂમની નજાત અને તરક્કીએ દરજાતનું તથા છપાવનાર સજ્જન માટે દીની–દુન્યવી કામિયાબીનું નિમિત્ત બનાવે, આમીન !

ઈસ્લામી સાહિત્યના આ અમર અને ગૌરવવંતા વારસાનું મુસ્લિમ બિરાદરો યથાયોગ્ય સન્માન અને આદર કરશે એવી આશા.

સૌનો શ્રમ સાર્થક થાય એવી દુઆ અને અભિલાષા સાથે વિરમું છું.

પ્રકાશન વિભાગ<br>દારુલ ઉલૂમ ભરૂચ,<br>કંથારીઆ

આભાર સહ,<br>–હસન ભડકોદ્રવી

# પ્રસ્તાવના

બિસ્મિલ્લાહિર્ રહમાનિર્રહીમ

બધા વખાણો અલ્લાહ તઆલા માટે જ છે કે જે પરિસ્થિતિમાં પરિવર્તન ફરમાવતા રહે છે અને જેમણે સુખ–દુઃખની દરેક હાલતમાં શુક્ર અને સબ્ર કરવાનો હુકમ ફરમાવ્યો છે અને અપાર સલાતો સલામ નાઝિલ થાય અલ્લાહ તઆલાના અંતિમ નબી હઝરત મુહમ્મદ (સલ.) ઉપર, આપના સહાબએ કિરામ, આપની આલ ઉપર અને આપની ઈત્તિબાઅ કરનાર આપના ઉમ્મતીઓ ઉપર– અમ્મા બાદ –

આ દુનિયાના ખાલિક અને માલિક બારી તઆલાએ આ દુનિયામાં કેટલાય પ્રકારની મખલૂક પેદા ફરમાવી છે, જેમાં કોઈને ઊંચા સ્થાને મૂકી છે અને કોઈને નીચા સ્થાને રાખી છે, પરંતુ સાથે આ પણ એક નક્કર હકીકત છે કે દુનિયાની આ અગણિત મખલૂકાતમાંથી કોઈ પણ મખલૂક, ચાહે તે ઊંચી હોય કે નીચી હોય, કોઈ એક હાલત અને સ્થિતિ ઉપર બાકી રહેતી નથી, મોસમ બદલાતી રહે છે, કદી શિયાળો હોય છે, તો કદી ઉનાળો અને કદી ચોમાસુ. જમીન કદી હરિયાળી, લીલીછમ તો કદી સૂકી અને વેરાન હોય છે. કદી રાત તો કદી દિવસ, કદી સવાર તો કદી બપોર અને સાંજ હોય છે. કદી પ્રકાશ અને રોશની તો કદી અંધારું હોય છે. ઝાડ કદી ફૂલો અને ફળો આપે છે અને

લીલુંછમ લાગે છે તો કદી તેનાં પાંદડાં પણ ખરી જાય છે અને જડમૂળથી સૂકાયેલું લાગે છે.

એવી જ રીતે માનવી પોતાના વ્યક્તિગત જીવન ઉપર નજર નાખે તો તેનું શરીર, હૃદય અને તેની માલિકીની વસ્તુઓ સદા એક હાલત ઉપર બાકી રહેતાં નથી, બલકે કદી સ્વસ્થ, પ્રફુલ્લિત અને સુરક્ષિત હોય છે તો કદી બીમાર, કરમાયેલું અને આફતગ્રસ્ત હોય છે અને એ જ પ્રમાણે માનવી સુખશાંતિ તથા આર્થિક ક્ષેત્રે વ્યક્તિગત અને સામૂહિક જીવન ઉપર નજર નાખે તો કદી રાહત અને સુખશાંતિથી છલકાયેલું હોય છે, તો કદી નાની મોટી સમસ્યાઓ, આપત્તિઓ અને બલાઓથી ઘેરાયેલું અને સુખશાંતિ વિહોણું અને છિન્નભિન્ન હોય છે અને ખાસ કરી મુસ્લિમના જીવનમાં અનેક પ્રકારની રાહતો–સગવડો અને તકલીફો, વેદનાઓ અને અગવડોની દૃષ્ટિએ ચઢતી પડતી આવતી રહે છે અને અવાર નવાર બદલાતી પરિસ્થિતિથી દુનિયાના કોઈ ઊંચામાં ઉંચા માનવી, કોઈ નબી અને વલી સુરક્ષિત રહી શકયા છે અને રહી શકે છે અને ન કોઈ અદના મુસલમાન સુરક્ષિત રહી શકે છે :

***કિસીકી એક તરહ પર બસર હૂઈ ન ''અનીસ''***
***ઉરૂજે મહર ભી દેખા તો દોપહર દેખા***

હઝરત અબૂ હુરૈરહ (રદિ.) નકલ કરે છે કે હઝરત રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે મુ'મિનની હાલત ખેતીના ઉગતા નવજાત કુમળા છોડ જેવી છે કે હવા (જ્યારે જોરથી) ચાલે છે તો (ગમે તે એક તરફ) તેને નમાવી દે છે અને જ્યારે હવા સમતુલિત અને માફકસર થઈ જાય છે તો તે નાજુક અને કુમળો છોડ સીધો ઊભો થઈ જાય છે. (એવી જ રીતે) મુસલમાન

પણ બલા અને મુસબીતથી ઝૂકી જાય છે (અને બલા દૂર થાય તો સીધો અને સ્વસ્થ થઈ જાય છે) અને બદકાર (મુનાફિક અને કાફિર)ની હાલત મજબૂત અને પોતાની જગ્યાએ અડગ ઊભેલા સનોબરના ઝાડ જેવી છે (કે હવાથી તે ઝૂકતું અને હલતું નથી) અહિંયા સુધી કે જ્યારે અલ્લાહ તઆલા ચાહે છે તો તેને જડમૂળથી ઉખેડીને જમીન ઉપર ફેંકી આપે છે. *(બુખારી શરીફ : ૮૪૩ ભા.૨)*

ઉક્ત હદીસ શરીફનો ખુલાસો આ છે કે મુસલમાન મવત સુધી અનેક પ્રકારની આફતો, બીમારી, અપમાન, જાની અને માલી નુકસાન અને ભૂખ તથા ભયથી અવાર નવાર પીડાતો રહે છે અને કદી આફતોથી મુક્તિ પામીને તેને સુખશાંતિ પણ પ્રાપ્ત થતી રહે છે, તે સદા એક હાલત પર બાકી રહેતો નથી અને તેના મુકાબલામાં ફાજિર, ફાસિક અને બેદીન માણસ આવી આફતોથી સામાન્ય રીતે મુક્ત રહે છે અને અલ્લાહ તઆલા એકાએક તેની પકડ કરી તેનો સંપૂર્ણ નાશ ફરમાવે છે.

*(મિર્કાત : ૩૫૭ ભા.૩/અશિઅ્અહ : ભા.૧)*



આ એક મશહૂર મંતવ્ય છે કે દુનિયા આપત્તિઓનું સ્થળ છે. આ મંતવ્ય પહેલાં પણ સત્ય હતું અને આજે પણ એટલું જ સાચું છે અને આ મંતવ્ય વર્તમાન પરિસ્થિતિમાં તો એવી એક નક્કર હકીકત બની ચૂકયું છે કે જેનો ઈનકાર કરવો શકય નથી. દરરોજ એવી ઘટનાઓ ઘટે છે, જેમાં મોટા પાયે જાની અને માલી નુકસાનો થાય છે. આપણે જોઈએ છીએ કે ગઈકાલ સુધી જે માણસ સ્વસ્થ અને સુખશાંતિથી જીવન પસાર કરી રહ્યો હતો, આજે તે અચાનક કોઈ કોમવાદી કે કુદરતી ઘટનાથી લૂલો–લંગડો

અને લાચાર બની જાય છે, તેનાં સુખ શાંતિ છીનવાય જાય છે અથવા તે મવતનો લુકમો બની જાય છે અને તેની સાથે તેનું આખું પરિવાર પણ મુસીબતો અને આફતોનું શિકાર બની જાય છે, ન તેઓ પાસે પેટ ભરવા પૂરતી રોટી છે અને શરીર ઢાંકવા પૂરતાં કપડાં છે. એવી જ રીતે એક સમૃદ્ધ ઉદ્યોગપતિ કે મોટો વેપારી જે ગઈકાલ સુધી એક મોટા કારખાનાનો કે મોટી પેઢીનો માલિક હતો, એકાએક તેના કારખાનામાં કે દુકાન–ગોડાઉનમાં આકસ્મિક રીતે કે ફસાદીઓની શરારતથી આગ લાગી જાય છે, બધી મશીનરી અને સઘળો માલ સામાન બળીને ખાક થઈ જાય છે અને તે માણસ એક ટંક ખાણાનો પણ મોહતાજ બની જાય છે, એવી જ રીતે બસો, ટ્રકો, રેલવે અને હવાઈ જહાઝોમાં નુકસાન થવાની ઘટનાઓ એ રોજ રોજનો કિસ્સો અને વિષય બની ચૂકયો છે :

***આમાજગાહે મૌજે હવાદિસ હૈ આજકલ***
***પુતલા બના હુવા હૈ ગમે રોઝગાર કા***

વર્તમાન સંજોગોમાં આવી સંખ્યાબંધ ઘટનાઓથી મુસ્લિમોને પારાવાર જાની અને માલી નુકસાન થયું છે. એ એક જગજાહેર બાબત છે અને આવા સંજોગોમાં મુસ્લિમો પોતાનાં જાન–માલની હિફાઝતનો કોઈ ઉપાય વિચારે અને ઢૂંઢે એ પણ એક સ્વાભાવિક બાબત છે, માટે વર્તમાન પરિસ્થિતિમાં ઘણા મુસ્લિમો પોતાના જાન–માલના રક્ષણ માટે વીમા યોજના તરફ નજર દોડાવે છે અને જીવન વીમો તથા પોપર્ટી (દુકાન–મકાન) વીમો લેવાનું વિચારે છે. સાથે આ હૃદય દ્રાવક, ગમજનક અને ભયગ્રસ્ત વાતાવરણમાં પણ આ એક ખૂશીની વાત છે કે દીન સાથે સાચો સંબંધ ધરાવતા મુસ્લિમો વીમો લેતાં પહેલાં વીમાનો ઈસ્લામી હુકમ

જાણવા–સમજવા માંગે છે અને આ માંગના જવાબ રૂપે જ દારુલ ઉલૂમ ભરૂચ, કંથારીઆના પ્રકાશન વિભાગ તરફથી આ પુસ્તિકા પ્રગટ કરવામાં આવી છે, જે આપના હાથોમાં અભ્યાસ હેઠળ છે.

મુખ્યત્વે આટલી બાબત ધ્યાનમાં રાખવી જોઈએ કે આજકાલ વીમા કંપનીઓ તરફથી જાન, માલ, હેલ્થ, ખેતી જેવા અનેક પ્રકારના વીમાઓની જે યોજનાઓ પ્રચલિત છે એમાંથી દરેક પ્રકારની વીમા યોજનાની સિસ્ટમ અને પદ્ધતિ એ પ્રમાણેની છે કે જેમાં શરઈ દૃષ્ટિએ કોઈ પણ પ્રકારનો વીમો એ જુગારયુક્ત અને વ્યાજયુક્ત મામલો ઠરે છે અને વર્તમાન વીમા યોજનાની આ હકીકત બાબત હિંદોપાકના મહાન ઉલમાએ કિરામ અને મુફતિયાને ઈઝામ સર્વસંમત છે કે પ્રચલિત વીમા પદ્ધતિ એ શરઈ દૃષ્ટિકોણથી વ્યાજ અને જુગારવાળી યોજના છે, માટે સામાન્ય સંજોગોમાં તો વીમા યોજના શરીઅતની રૂએ વ્યાજ અને જુગારવાળો મામલો હોવાથી નાજાઈઝ અને હરામ જ છે.



જ્યારે વર્તમાન વીમા યોજનાની કાર્યપદ્ધતિ શરઈ દૃષ્ટિએ જુગાર અને વ્યાજવાળી છે તો એક મુસલમાન જાન–માલની હિફાઝતના ઉપાયરૂપે સખત મજબૂરી સિવાય આવી વીમા યોજના અપનાવવાથી હિફાઝતની કેટલી આશા રાખી શકે તે જાહેર છે. જ્યારે કે અલ્લાહ તઆલાએ જુગારને નાપાકી, શયતાની કૃત્ય, તેનાથી બચવામાં ફલાહ અને સફળતા અને તેના આચરણનું પરસ્પર દુશ્મની અને કીનો પેદા થવાનું માધ્યમ હોવું અને અલ્લાહ તઆલાની યાદ અને નમાઝ માટે અવરોધક હોવું બયાન ફરમાવેલ છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : **યા અય્યુહલ્લઝીન આમનૂ ઈન્નમલ્‌ખમ્રુ વલ્‌ મય્‌સિરુ વલ અન્સાબુ....**હે ઈમાન–વાળાઓ ! આ શંકા મુક્ત હકીકત છે કે શરાબ અને જુગારના તથા મૂર્તિઓ અને કિસમત જોવાના તીરો આ બધી નાપાક વાતો (અને) શયતાની કામો છે, માટે એનાથી બિલકુલ દૂર રહો, તા કે એના નુકસાનોથી બચીને સફળતા પામો. શયતાન તો એવું ઈચ્છે છે કે શરાબ અને જુગારના માધ્યમથી તમારામાં પરસ્પર દુશ્મની અને કિન્નાખોરી પેદા કરે અને અલ્લાહ તઆલાની યાદ અને નમાઝથી તમને રોકી દે (જ્યારે આ શરાબ, જુગાર વગેરે આટલી હાનિકારક અને ભૂંડી વાતો છે) તો શું હવે પણ તમે તેનાથી રોકાશો કે કેમ ? *(માઈદહ આ. નં. ૯૦–૯૧)*

જ્યારે કુર્આન શરીફના ઉક્ત વર્ણન મુજબ જુગાર એ દીની અને દુન્યવી નુકસાનનું માધ્યમ છે, તેનાથી દુશ્મનીઓ અને કીનાંઓ પેદા થાય છે તો વીમા યોજના જે જુગારયુક્ત યોજના છે, તે જાન–માલના રક્ષણનું માધ્યમ અને ઉપાય કેવી રીતે બની શકે ?

પ્રચલિત વીમા યોજના શરઈ દષ્ટિએ વ્યાજયુક્ત પણ છે અને એક મુસલમાન જેનું કુર્આન–હદીસ ઉપર યકીન છે, વ્યાજયુક્ત યોજનાથી તે પોતાના જાનમાલની હિફાઝતની કેટલી આશા રાખી શકે એ પણ જાહેર છે, કારણ કે કુર્આન–હદીસના વર્ણન મુજબ વ્યાજની લેવડ દેવડ એ તો જાન–માલની તબાહી, બારી તઆલાના ક્રોધ, હઝરત હબીબે પાક (સલ.)ની લઅનત અને દુનિયા–આખિરતના અઝાબને નોતરે છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : **યમ્હકુલ્લાહુર રિબા વ યુર્બિસ્સદકાતિ** અલ્લાહ તઆલા વ્યાજને મિટાવે છે અને

સદકાઓને વધારે છે. *(બકરહ)*

ઘણી હદીસોમાં પણ વ્યાજની લેવડ દેવડ ઉપર સખત વઈદો આવેલી છે.

(૧) હઝરત રસૂલુલ્લાહ (સલ.)એ વ્યાજ લેનાર, વ્યાજ આપનાર, વ્યાજનો હિસાબ કિતાબ કરનાર અને વ્યાજના મામલામાં સાક્ષી બનનાર ઉપર લઅનત ફરમાવી છે. *(મુસ્લિમ શરીફ)*

(૨) હઝરત ઈબ્ને મસઊદ (રદિ.) હઝરત રસૂલુલ્લાહ (સલ.)થી એક હદીસ નકલ કરે છે કે જે કોમમાં વ્યભિચાર અને વ્યાજ ફેલાય જાય તે કોમે પોતાના ઉપર અલ્લાહ તઆલાનો અઝાબ નોતરી લીધો. *(અબૂ યઅ્લા/હાકિમ)*

(૩) હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.) હઝરત નબી કરીમ (સલ.)નું ફરમાન નકલ કરે છે કે જે માણસ વ્યાજ યુક્ત લેવડ દેવડથી માલ વધારે કમાય છે અંતે તેના માલમાં ઘટાડો થાય છે. *(ઈબ્ને માજહ/હાકિમ)*

(૪) ઈમામે હદીસ શૈખ અબ્દુર્રઝાક (રહ.) હઝરત મઅમર (રદિ.)નું ફરમાન નકલ કરે છે કે અમે સાંભળ્યું છે કે વ્યાજયુક્ત કારોબારને ચાળીસ (૪૦) વર્ષો નથી થતા કે (કોઈ આપત્તિ અને આકસ્મિક ઘટનાથી) તેમાં ખોટ અને ઘટાડો થવા લાગે છે.

*(મુસન્નફ : શૈખ અ. રઝઝાક રહ.)*

(૫) હઝરત અલી (રદિ.) હઝરત રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન નકલ કરે છે કે અલ્લાહ તઆલા જ્યારે કોઈ કોમને હલાક કરવા ચાહે છે તો તે કોમમાં વ્યાજયુક્ત કારોબાર વેગ પકડે છે.

*(મુસનદે ફિરદોસ–દયલમી, રહ.)*

(૬) હઝરત અલી (રદિ.)થી મનકૂલ છે કે તેઓએ હઝરત

રસૂલુલ્લાહ (સલ.)ને વ્યાજ લેનાર, વ્યાજ આપનાર, વ્યાજનું લખાણ કરનાર, (વાજિબ) સદકહ ન આપનાર ઉપર લઅનત ફરમાવતાં સાંભળ્યા. *(નસાઈ શરીફ)*

ઉપર કુર્આન–હદીસ શરીફની રોશનીમાં વ્યાજના હાનિકારક અને બૂરા પરિણામો સામે આવી ગયા પછી ખરેખર મજબૂરી સિવાય માત્ર વધુ આર્થિક લાભ મેળવવાના હેતુથી જિંદગીનો કે જાઈદાદનો વીમો લેવો એ જાન–માલની હિફાઝતનું માધ્યમ બનશે કે બરબાદી અને તબાહીનું એ સારી રીતે સમજી શકાય છે.

વીમો લેવો એ જાન–માલની હિફાઝતનું સાધન નથી અને વીમો લેવાના સંભવિત નુકસાનો એ બાબતની સમજુતી આપતાં દારુલ ઉલૂમ દેવબંદના મહાન આલિમ અને ઉસ્તાદે હદીસ હઝરત મવલાના મુફ્તી સઈદ અહમદ સાહેબ પાલનપૂરી (દા. બ.) વીમાથી સંબંધિત સવાલનામાનો જવાબ આપતાં લખે છે કે,

"હા, હિંદુસ્તાન જેવા ગેર ઈસ્લામી દેશની પરિસ્થિતિ ઈસ્લામી દેશો કરતાં જુદી છે, અહિંયા જો કોઈ વસતીમાં મુસ્લિમોની સંખ્યા ખૂબ જ ઓછી હોય અથવા કોઈ મુસલમાનનો ધંધો કારોબાર ગેર મુસ્લિમોના વિસ્તારમાં હોય અને એ વાતનો ગાલિબ ગુમાન હોય કે ગમે તે સમયે તેનાં જાન–માલને દુશ્મનોની બૂરી નજર લાગી શકે છે, તો આ ખરેખર એવી મજબૂરી છે કે જેમાં જાન–માલના વીમાની ગુંજાઈશ મળી શકે છે, પરંતુ સામાન્ય રીતે વીમાને ફસાદાતથી હિફાઝતની તદબીર રૂપે અપનાવવો એ કોઈ રીતે પણ હિતાવહ નથી લાગતું. જો આ (વીમો લેવાની) વાત સામાન્ય થઈ ગઈ તો દિલોમાં કમજોરી અને બુઝદિલી પેદા થઈ જશે અને ફસાદાત વખતે લોકો પોતાની

મિલકતોની હિફાઝત માટે મુકાબલો નહિ કરે, જયાં (મુકાબલો કરવાથી) હિફાઝત શકય હશે ત્યાં પણ લોકો એવું વિચારીને બેસી રહેશે કે અમને તો સારું વળતર મળી જશે અને મિલકતો તબાહ થયા પછી જ્યારે જાન ઉપર તબાહીનો સમય આવશે તો એ જ બુઝદિલી અને કમહિંમતી જાનનો બચાવ કરવાની રાહમાં રુકાવટ બની જશે અને માત્ર વીમાધારક જ હલાક નહિ થાય, બલકે તેઓના વારસદારોનો પણ સફાયો થઈ જશે અને વીમાનું વળતર વસૂલ કરનાર પણ કોઈ બાકી નહિ રહે.

મતલબ કે હિંદુસ્તાનની હેસિયત જોતાં વીમાને ફસાદાત રોકવાના ઉપાયરૂપે અથવા નુકસાન પણ ભરપાય કરવાના ઈલાજરૂપે નક્કી કરવામાં જયાં અમુક લાભો છે, ત્યાં (બીજી બાજુ) ઈલાજના આ તરીકામાં નુકસાન પણ ઘણું મોટું છે અને વિચાર કરવાથી માલૂમ પડે છે કે નુકસાનનું પાસું લાભના પાસાં કરતાં વધુ મજબૂત છે, માટે "ઈસ્મુહુમા અક્બરુ મિન્ નફ્ઈહિમા"ના નિયમ મુજબ ફસાદાતથી બચવા માટે વીમાને જાઈઝ ઠરાવવું યોગ્ય નથી. આ હેતુ પ્રાપ્ત કરવાનો માત્ર એક જ ઉપાય છે કે (આપ સલ.ના ફરમાન)" જે પોતાના માલના રક્ષણમાં માર્યો જાય તે શહીદ છે અને જે પોતાની જાનની હિફાઝત કરતાં માર્યો જાય તે શહીદ છે" ઉપર અમલ કરવામાં આવે. મવતની આરઝૂમાં જ જિંદગીનો ભેદ છુપાયેલો છે અને જીવતા રહેવાની આરઝૂ તો બરબાદીનું આરંભિક કારણ છે."

*(મજલ્લહ ફિકહે ઈસ્લામી ભા. ૪–૨૧૩/૨૧૪)*

  

ભારત દેશ અંગ્રેજોના શાસન–સત્તામાંથી આઝાદ થયા પછી

પણ અહિંયા કોમી હુલ્લડોની પરંપરા ચાલુ જ રહી છે અને જ્યારે જ્યારે કોમવાદી પરિબળોને મોકો મળે છે તો મુસ્લિમ લઘુમતીના જાન–માલને ખૂબ જ નુકસાન પહોંચાડે છે અને અફસોસની વાત તો આ છે કે આવા સમયે સરકારી સાધનો પણ સીધી કે આડકતરી રીતે તેમાં મદદરૂપ થાય છે અને તેઓ માટે લઘુમતીના જાન–માલનું રક્ષણ શક્ય અને સરળ હોવા છતાં તે બાબત બેદરકારી અને ગફલત વર્તાય છે અને તાજેતરમાં ગુજરાતના કોમી રમખાણોથી તો એક અભૂતપૂર્વ વાતાવરણ ઊભું થયું છે, જેમાં મુસ્લિમ લઘુમતીનું ઘણા જ મોટા પાયા પર જાની અને માલી નુકસાન થયું છે. આવા કોમી રમખાણોની પરંપરા બંધ થાય અને દેશમાં કાયમી શાંતિનું વાતાવરણ બની રહે અને મુસ્લિમોના જાન–માલ અને દેશની સંપત્તિ સુરક્ષિત રહે એ માટે મુસ્લિમોના જૂના અને નવા સંગઠનો અને સંસ્થાઓએ હંમેશા રચનાત્મક ભૂમિકા ભજવી છે અને દેશના બંધારણીય અને કાયદાકીય માળખામાં રહીને ત્યારે અને અત્યારે અનેકાનેક પ્રયાસો હાથ ધર્યા છે.

આ પ્રયાસો પૈકી એક પ્રયાસ જાન–માલનો વીમો લેવાની સલાહ–સૂચનનો છે, પરંતુ ઉપર લખેલી વિગત મુજબ પ્રચલિત વીમા યોજનાની કાર્યપદ્ધતિ ઈસ્લામી શરીઅતના હુકમો મુજબ નથી એટલા માટે વીમા યોજનાના વર્તમાન માળખાને અને જે તે સમયના વર્તમાન સંજોગો, અશાંત અને રમખાણગ્રસ્ત વાતાવરણને ધ્યાનમાં રાખી જે તે સમયના માહિર ઉલમાએ કિરામ અને મહાન મુફતિયાને ઈઝામની સંસ્થાઓએ મુસ્લિમો માટે જાન–માલનો વીમો લેવા બાબત વિસ્તૃત ચર્ચા કરી ચર્ચાના અંતે કુર્આન–હદીસના નિયમોની રોશનીમાં નિર્ણયો લીધા છે અને તેને પ્રસ્તૃત પણ કર્યા છે અને હિંદુસ્તાનના મહાન મુફતી

હઝરાતે પણ વ્યક્તિગત રીતે આ બાબત ફતાવા પણ આપ્યા છે.

"મજલિસે તહકીકાતે શરઈય્યહ" સંચાલિત "નદવતુલ ઉલમાઅ લખનવ"એ ૧૫-૧૬ ડિસેમ્બર ઈસવી સન ૧૯૬૫માં આયોજિત પોતાની મજલિસમાં લાંબી ચર્ચા વિચારણાના અંતે હિંદુસ્તાની મુસલમાનો માટે "ઝરૂરતે શદીદહ" (સખત મજબૂરી)ના કારણે વીમો લેવાની જોગવાઈનો નિર્ણય લીધો હતો.

"જમઈય્યતે ઉલમાએ હિંદ"ના "ઈદારએ મબાહિસે ફિકહિય્યહ" વિભાગ તરફથી" દારુલ ઉલૂમ દેવબંદ"ના "દારુલ ઈફતા"માં વર્તમાન સંજોગોમાં વીમો લેવા બાબતનો એક સવાલ જુમાદસ્સાનિયહ હિજરી સન ૧૪૧૧ ઈસવી સન ૧૯૯૦માં પૂછવામાં આવ્યો અને મજકૂર દારુલ ઈફતા તરફથી તેનો જે જવાબ દારુલ ઉલૂમના મુફતી હઝરાત અને અસાતિઝહ હઝરાતની તસદીકી સહીઓ સાથે આપવામાં આવ્યો, "ઈદારએ મબાહિસે ફિકહિય્યહ" તરફથી તે પમફલેટની શકલમાં પ્રગટ કરવામાં આવ્યો, જેમાં વર્તમાન હાલતમાં મજબૂરી અને ઝરૂરતના આધારે માત્ર જાન-માલની હિફાઝત અને નુકસાનથી બચવાની નિય્યતથી વીમો લેવાની જોગવાઈ બતાવવામાં આવી હતી.

"ઈસ્લામિક ફિકહ એકૅડમી (ઈન્ડીઆ)"ના નેજા હેઠળ આયોજિત ફિકહી સેમિનારમાં ઓગષ્ટ ઈસવી સન ૧૯૯૧માં ""દારુલ ઉલૂમ સબીલુસ્સલામ" હૈદ્રાબાદ મુકામે અને ઓકટોબર નવેમ્બર ૧૯૯૨માં "જામિઅતુર્‌રશાદ" આઝમગઢ મુકામે મોટી સંખ્યામાં મુફતિયાને કિરામ અને ઉલમાએ ઈઝામની હાજરીમાં વીમાના મસ્અલહ ઉપર ચર્ચા કરવામાં આવી હતી અને લેખિત જવાબો રજૂ થયા હતા અને લાંબી ચર્ચા વિચારણાના

અંતે હિંદુસ્તાનના વર્તમાન સંજોગોમાં મુસલમાનોનાં જાન, માલ ઉદ્યોગ, વેપારને વારંવાર થતા કોમી રમખાણોથી તબાહીનો ખતરો લાગેલો રહેવાથી નુકસાન દૂર કરવા અને તબાહીને અટકાવવા જાન–માલનો વીમો લેવાના જાઈઝ હોવાનો નિર્ણય લેવામાં આવ્યો. *(મજલ્લહ ફિકહે ઈસ્લામી ભા. ૪ / ભા. ૫/૨)*

ઈસવી સન ૧૯૯૧માં દારુલ ઉલૂમ સબીલુસ્સલામ હૈદ્રાબાદમાં આયોજિત ફિકહી સેમિનારમાં વીમા યોજના વિશે અહકરે પણ લેખિત જવાબો રજૂ કર્યા હતા અને તે સમયગાળાની દેશની પરિસ્થિતિ જોતાં તે સવાલો અને જવાબો દારુલ ઉલૂમ "માસિક"ના નવેમ્બર, ડિસે. ૧૯૯૩, જાન્યુ. ૧૯૯૪ માં ક્રમશ: પ્રગટ કરવામાં આવ્યા હતા. દેશમાં અને ખાસ કરી ગુજરાતમાં વર્તમાન પરિસ્થિતિ ઉપસ્થિત થતાં અહિંયાના ફતાવા વિભાગમાં જાન–માલનો વીમો લેવા વિશે મૌખિક અને લેખિત ઘણા સવાલો રજૂ થયા, માટે વર્તમાન પરિસ્થિતિનો તકાઝો જોતાં દારુલ ઉલૂમ (માસિક)માં છપાયેલા તે સવાલો અને જવાબો અન્ય વધારા સાથે પુસ્તિકા રૂપે તૈયાર કરવાનું યોગ્ય જણાતાં આ પુસ્તિકા તૈયાર કરવામાં આવી છે અને એક વિસ્તૃત પ્રસ્તાવનાનો સમાવેશ એ હેતુથી કરવામાં આવ્યો છે કે મુસ્લિમ બિરાદરો સામે વીમા યોજનાનાં બન્ને પાસાં સ્પષ્ટ થઈ જાય અને એ વાત સરળતાથી સમજી શકાય કે માત્ર સખત મજબૂરીની સૂરતમાં મખસૂસ વાતાવરણ અને વિસ્તારના લોકો માટે પ્રચલિત વીમા યોજનામાં જોડાવવાની ગુંજાઈશ છે અને તેના જાઈઝ હોવાનો હુકમ સામાન્ય સંજોગોમાં અને સામાન્ય મુસ્લિમો માટે નથી અને આ પુસ્તિકામાં શરઈ મસાઈલ બાબતની સન્માનનીય સંસ્થાઓના વીમા યોજના વિશેના

ફૈસલાઓ અને ફતવાઓનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે.

અલ્લાહ તઆલા આ મહેનતમાં ઈખલાસ અતા ફરમાવી કબૂલ ફરમાવે અને ગુર્જર મુસ્લિમ સમાજને આ પુસ્તિકાનો અભ્યાસ કરવાની તૌફીક આપી તે મુજબ અમલ કરાવે અને પ્રત્યેક મુસ્લિમની અત્યાચારથી અને આપત્તિઓના અસબાબથી હિફાઝત ફરમાવી તેને દીન–દુનિયા અને આખિરતનાં સુખશાંતિ અને દરેક પ્રકારની દાએમી આફિયતથી માલામાલ ફરમાવે અને આરિફ બિલ્લાહ હઝ. મવલાના અલીભાઈ યૂસુફ કાવી વાલા સાહેબ (ર. અલૈહિ)ના ઈસાલે સવાબ માટે જે મુહતરમ ભાઈએ આ કિતાબ છપાવી છે તેઓના ઈલ્મી સદકહને કબૂલ ફરમાવી હઝરત મવલાના મર્હૂમને તેનો સવાબ અતા ફરમાવી હઝરત મવલાના (ન. મ.)ની બાલ બાલ મગફિરત ફરમાવે, જન્નતુલ ફિરદોસમાં ઉચ્ચ મકામ અતા ફરમાવે અને પુસ્તિકા છપાવનાર ફેમિલીને આફિયત બખ્શી દીન–દુનિયાની બરકતોથી નવાઝે અને કારોબારમાં ખૂબ ખૂબ બરકત અતા ફરમાવે–આમીન સુમ્મ આમીન.

કિતાબની તૈયારી દરમિયાન સંદર્ભો શોધવાના સોંપેલા કાર્યને ખૂબીપૂર્વક અંજામ આપવા બદલ મવલાના મુફતી ઈસ્માઈલ વલી ભડકોદ્રવી સા. અને મવલાના મુફતી યૂસુફ ઈલોલવી સાહેબનો અત્યંત આભારી છું. જઝાહુમલ્લાહ.

અહકર **ઇસ્માઈલ હાજી ઈબ્રાહીમ ભડકોદ્રવી**
ગુફિર લહૂ વ લિવાલિદૈહી
ખાદિમે ઈફતા : દારુલ ઉલૂમ, કંથારીઆ
ખાદિમે હદીસ : જામિઅહ , જંબુસર
૨૪, સફર ૧૪૨૩–૮/૫/૨૦૦૨

بسم الله الرحمن الرحيم

# વીમાનો ઇસ્લામી હુકમ

[ઈસ્લામિક ફિકહ એકેડમી (ઈન્ડિયા) એક ઇલ્મી અને તહકીકી સંસ્થા છે. મજકૂર સંસ્થા નવઉપસ્થિત સમસ્યાઓ અને પરિવર્તી સંજોગોને નજર સમક્ષ રાખી મુસ્લિમ સમાજને દીની માર્ગદર્શન આપવાના હેતુથી વિવિધ મસાઈલ બાબત સવાલનામું તૈયાર કરે છે અને ફિકહી સેમિનારનું આયોજન કરે છે, જેમાં દેશભરના મુફતિયાને કિરામ અને ઉલમાએ ઈઝામના લેખિત જવાબો અને મૌખિક મંતવ્યો રજૂ કરવામાં આવે છે અને જે તે સેમિનારના નિશ્ચિત વિષય ઉપર શાંતિપૂર્વક અને સંતોષકારક ચર્ચા– વિચારણા પછી નિયુક્ત કમિટી મસ્અલાનું મતન (TEXT) તૈયાર કરે છે. છેલ્લા પાંચ વર્ષોમાં એકેડમીના નેજા હેઠળ વિવિધ વિષયો અને મસાઈલ ઉપર પાંચ સેમિનારો યોજાઈ ચૂકયા છે, મજકૂર એકેડમી તરફથી દારુલ ઉલૂમના ફતાવા વિભાગને પણ સવાલનામું અને સેમિનારનું આમંત્રણ મળતું રહે છે.

અત્રે ચોથા ફિકહી સેમિનાર (આયોજિત દારુલ ઉલૂમ સબીલુસ્સલામ હેદરાબાદ ઓગષ્ટ ૧૯૯૧ ઈ. સ.) માટે એકૅડમીએ 'વીમા યોજના' બાબત તૈયાર કરેલ સવાલનામાનું સાર સંકલન અને દારુલ ઉલૂમના ફતાવા વિભાગ તરફથી રજૂ કરવામાં આવેલા લેખિત જવાબોનો ગુજરાતી અનુવાદ રજૂ કરવામાં આવે છે. *– ફતાવા વિભાગ]*

## વીમાનો શરઈ હુકમ

**સવાલ (૧)** : વીમા યોજનાએ એક કાનૂની વ્યવસ્થિત યોજનાનું રૂપ ધારણ કરી લીધું છે. વીમાની પ્રચલિત વિવિધ સૂરતોમાંથી એક સૂરત જીવન વીમાની છે, એટલે કે કોઈ વ્યક્તિ નક્કી કરેલ હપ્તાઓ વીમા કંપનીને આપવાની જવાબદારી એવી શર્તો સાથે લે છે કે જો એક ખાસ સમયગાળામાં (ખુદા ન કરે) તેનું મૃત્યુ થઈ જાય તો તેના મૃત્યુથી તેની ફેમિલીને થતું સંભવિત આર્થિક નુકસાન ભરપાય કરવા માટે વીમા કંપની વીમાધારકની ફેમિલીને એટલી રકમ આપવાની જવાબદાર ઠરશે, જેટલી રકમનો વીમો કરવામાં આવ્યો હોય અને જો નિશ્ચિત સમયગાળામાં વીમાધારકનું મૃત્યુ ન થાય તો તેણે કંપનીને આપેલી રકમ વ્યાજ સાથે પરત લેવાનો હકદાર બનશે. આવી જ રીતે શરીરના કોઈ અંગ હાથ, પગ, આંખ વગેરેના શારીરિક નુકસાનનો વીમો લેવાની પણ વીમા યોજનામાં ગુંજાઈશ છે.

વીમાની બીજી સૂરત મિલકત વીમાની છે, એટલે કે મકાન, દુકાન અને વેપારી સામાન વગેરેનો વીમો એ પ્રમાણે કરવામાં

આવે છે કે કોઈ માણસ એક ચોક્કસ રકમ વીમા કંપનીને એ શરત સાથે આપવાની જવાબદારી લે છે કે જો વીમાની નિશ્ચિત મુદતમાં (ખુદા ન કરે) તેની વીમાયુક્ત મિલકતને કોઈક દુર્ઘટનાથી કોઈ નુકસાન પહોંચે તો વીમા કંપની તે નુકસાની વીમાધારકને આપવાની જવાબદાર ઠરશે અને જો નિશ્ચિત મુદત દરમિયાન મિલકતને કોઈ નુકસાન ન થાય તો જમા કરેલ રકમ વીમાધારકને પરત નહિ મળે. મતલબ કે (મિલકત વીમામાં) વીમાધારક વીમા કંપનીને કોઈ પ્રાપ્ત થનાર રકમના બદલામાં વીમા ફીસનો હપ્તો નથી આપતો, બલકે સંભવિત ભયના કારણે શક્ય નુકસાનનું વળતર પ્રાપ્ત થવાની આશાના કારણે તે જે રક્ષણ અને સંતોષ પ્રાપ્ત કરે છે. તે રક્ષણ અને સંતોષના બદલારૂપે વીમાહપ્તો અદા કરે છે. માટે આ સૂરતમાં નુકસાન ન થવાની હાલતમાં વીમા કંપનીને આપેલી રકમ વીમાધારકને પરત મળતી નથી.

ભારતની વર્તમાન પરિસ્થિતિમાં જ્યારે કે મુસલમાનોનાં જાન–માલ સુરક્ષિત નથી અને હંમેશા તેઓનાં જાન, માલ, વેપાર, ઉદ્યોગ, મકાનો, મસાજિદ અને મદારિસ ભયગ્રસ્ત રહે છે અને ઘણીવાર આ પ્રકારની દુર્ઘટનાઓમાં સરકારની ગફલત અથવા સરકારી વર્તુળોના પક્ષપાતી વલણની પણ દખલ હોય છે, હાલાં કે નાગરિકોનાં જાન–માલનું રક્ષણ કરવાની સરકાર જવાબદાર છે.

આજકાલ વીમા કંપનીઓ સામાન્ય રીતે સરકારના નેજા હેઠળ કામ કરે છે અને સરકારે આ કંપનીઓનું રાષ્ટ્રીયકરણ કરી લીધું છે, માટે નફા–નુકસાનની જવાબદારી સરકારના શિરે

રહે છે. તો શું (આવા સંજોગોમાં) મુસ્લિમો માટે જાઈઝ છે કે તેઓ પોતાના જીવન, વેપાર, ઉદ્યોગો, મકાનો અને પોતાની મસ્જિદોનો વીમો કરાવી લે, તા કે (ખુદા ન કરે) જો કોઈ નુકસાન થાય તો જાન–માલનું વળતર વીમા કંપની પાસેથી વસૂલ કરી શકાય ?

જો મુસ્લિમો મોટી સંખ્યામાં પોતાનાં જાન–માલનો વીમો લેશે તો આશા છે કે સરકારી એજન્સી જે શાંતિ જાળવી રાખવાની જવાબદાર છે, રમખાણો રોકવામાં વધુ સક્રિય બનશે, કારણ કે વીમાના કારણે મુસ્લિમોનાં જાન–માલની નુકસાની સરકારે જ ભરપાઈ કરવાની રહેશે અને (ખુદા ન કરે) જો કોઈ હાનિકારક ઘટના બનશે તો વીમાધારકને એટલી રકમ મળી જશે, જેનાથી તે નુકસાનની તલાફી કરી શકે અને ફરી પોતાના પગો પર ઊભો થઈ શકે.

**જવાબ ૧ :** આજકાલ પ્રચલિત અનેક પ્રકારના વીમાઓમાંથી કોઈ પણ પ્રકારના સ્વૈચ્છિક વીમાની ફિકહી હકીકત વિશે મુફતિયાને કિરામ અને ફિકહના આલિમો એ વાત ઉપર સર્વસંમત છે કે વીમા યોજના મસાઈલની રૂએ સ્પષ્ટ રીતે વ્યાજ અને જુગારવાળી યોજના છે અને વ્યાજ તથા જુગારનું હરામ હોવું કુર્આન–હદીસથી સાફ શબ્દોમાં સાબિત છે. માટે સામાન્ય સંજોગોમાં વીમાનો સામાન્ય હુકમ તો એ જ છે કે કોઈ પણ પ્રકારનો સ્વૈચ્છિક વીમો લેવો નાજાઈઝ અને હરામ છે અને વીમા કંપની ચાહે સરકારી હોય કે ગેરસરકારી હોય, શરઈ દૃષ્ટિએ આજકાલ પ્રચલિત વીમાની હકીકત અને હુકમમાં કોઈ ફરક નહિ

પડે, જેમ કે 'જવાહિરુલ ફિકહ' (ભા. ૨, પે. નં. ૧૮૬/૨૩૪)માં એ વાતની ચોખવટ કરવામાં આવી છે.

દુકાન, મકાન, ફેકટરી વગેરે મિલકતોના સરકારી વીમાને શરઈ દષ્ટિએ વીમા ફીસના બદલામાં મિલકતની દેખરેખ અને રક્ષણનો મામલો ગણવો અને ઠરાવવો મુશ્કેલ છે, કારણ કે પ્રથમ તો વીમાનો મામલો વીમાયુક્ત મિલકતને કોઈ દુર્ઘટનાથી થનાર નુકસાનનું વળતર આપવાના નામથી અને હેતુથી કરવામાં આવે છે. મજકૂર મામલો વીમાયુક્ત મિલકતના નુકસાનનું વળતર આપવાની શરતે તેની દેખરેખ અને રક્ષણ કરવાના નામથી અને હેતુથી નથી કરવામાં આવતો અને બીજા નંબરે આ હકીકત પણ સ્પષ્ટ છે કે સરકારી વીમા યોજના સાથે સંકળાયેલી મિલકતની સંભાળ અને રક્ષણ માટે સરકાર તરફથી કોઈ વિશેષ હિફાઝતી બંદોબસ્ત પણ આપવામાં નથી આવતો, બલકે મિલકતને નુકસાન પહોંચવાના ભયની હાલતમાં જો વીમાધારક સરકાર પાસે હિફાઝતની વ્યવસ્થાની માંગણી કરે તો લગભગ સુરક્ષા વ્યવસ્થાનો ખર્ચ પણ વીમાધારકે પોતે જ ઉઠાવવાનો રહે છે.

અલબત્ત, જે માણસ એવા સ્થળ પર રહેતો હોય અથવા તેની મિલકત એવા એરિયા અને સ્થળ ઉપર આવેલી હોય કે જ્યાં વારંવાર હુલ્લડો થયાં કરતાં હોય અથવા હવે પછી ત્યાં હુલ્લડ થવાનો ભારે ભય હોય અને હુલ્લડના કારણે પોતાનાં જાન અથવા માલની બરબાદીનો પાકો ખતરો હોય અને વીમો લઈ લેવાથી પોતાનાં જાન–માલના સલામત રહેવાનો વિશ્વાસ હોય તો આવા સ્થળ ઉપર રહેનાર માણસ માટે અને મિલકત

માલિક માટે જાન અને માલનો વીમો લેવો મજબૂરીના દરજામાં જાઈઝ છે. જેમ કે મહાન મુફતિયાને કિરામે પોતાના ફતાવામાં આવા માણસ માટે જાન–માલનો વીમો લેવાની ગુંજાઈશ બતાવી છે. જુઓ કિફાયતુલ મુફતી પેજ ૮૦/૮૩, ભા. ૮/ફતાવા મહ્‌મૂદિય્યહ પે. ૨૪૦ ભા. ૪/નિઝામુલ ફતાવા પેજ ૩૨૭ ભા. ૧/ફતાવા રહીમિય્યહ પે. ૧૩૧ ભા. ૬

## સ્વૈચ્છિક વીમાનો વધારો

**સવાલ (૨)** : વીમા યોજના વિશે બીજો પ્રશ્ન આ છે કે ભારત દેશના ખાસ સંજોગોને નજર સમક્ષ રાખીને જો જાન, માલ અને વેપાર–ઉદ્યોગનો વીમો લેવાને જાઈઝ કહેવામાં આવે (અને તે મુજબ વીમો લેવામાં આવે) અને નિશ્ચિત મુદત પૂરી થતાં પહેલાં જીવનવીમો લેનાર માણસ મૃત્યુ પામે તો વીમા કંપની ભરપાઈ કરેલા હપ્તાઓની રકમથી વધુ રકમ પોતાના નિયમ અનુસાર વીમા ધારકના સગાઓને ચૂકવે છે, તો હવે પ્રશ્ન આ છે કે મરહૂમના વારસદારો માટે મજકૂર વધારાની રકમનો પોતે ઉપયોગ કરવો જાઈઝ છે કે નહિ ?

અને જો જીવનવીમો લેનાર માણસ એક નિશ્ચિત મુદત પૂરી થતાં સુધી જીવંત રહે છે તો તેણે ચૂકવેલા હપ્તાઓની રકમ વીમા કંપની તરફથી તેને પરત મળે છે અને તેની સાથે બોનસ, નફો અથવા વ્યાજના નામથી કંઈક વધારાની રકમ પણ વીમા કંપની તેને આપે છે, તો તે માણસ માટે વધારાની રકમનો પોતે ઉપયોગ કરવો જાઈઝ ગણાશે કે નહિ ?

આના જ અનુસંધાનમાં એક મહત્ત્વપૂર્ણ અને વિચારવાપાત્ર સવાલ આ છે કે જો વીમાયુક્ત જાન અથવા માલ રમખાણોની સૂરતમાં બરબાદ થઈ જાય અને સરકારી વીમા કંપની પોતાના નિયમો મુજબ વીમાધારકે ચૂકવેલી રકમથી વધારે રકમ તેના હકદારો અને અસરગ્રસ્તોને અદા કરે તો આ વધારાની રકમને બરબાદ થયેલ જાન અથવા માલનું વળતર માની શકાય ? અને તે રકમથી લાભ ઉઠાવી શકાય ?

અમુક ઉલમાએ કિરામે વર્તમાન સંજોગોમાં વીમો લેવાની ગુંજાઈશ તો બતાવી છે, પરંતુ વીમા કંપની તરફથી મળતી વધારાની રકમને તેઓ નાજાઈઝ લખે છે, તો સવાલ આ છે કે હાલના સંજોગોમાં જ્યારે કે એક તરફ સરકાર નાગરિકોનાં જાનમાલના રક્ષણ કરવાની જવાબદાર છે અને બીજી તરફ સરકારીતંત્રની બેદરકારીથી રમખાણોમાં નાગરિકોને ઘણું મોટું જાની અને માલી નુકસાન પહોંચે છે. તો શું રાષ્ટ્રીયકૃત વીમા કંપનીઓ તરફથી વીમાધારકોને મળતી વધારાની રકમને રમખાણમાં થતા જાની–માલી નુકસાનનું વળતર ન ગણી શકાય કે જે નુકસાનથી નાગરિકોને રક્ષણ આપવાની જવાબદારી સરકારની છે ?

**જવાબ (૨)** : જ્યારે ઉપર જવાબ નંબર ૧માં લખેલી વિગતથી એ વાત પુરવાર થઈ ચૂકી છે કે મજબૂરીના દરજામાં કરવામાં આવતો સરકારી અથવા ગેરસરકારી વીમા યોજનાનો મામલો પણ શરીઅતની રૂએ વ્યાજ અને જુગારનો જ મામલો છે અને મજકૂર વીમાનો મામલો (ખાસ સંજોગોમાં ખાસ વ્યક્તિઓ માટે) પરોક્ષ રીતે માત્ર હિફાઝતી વ્યવસ્થાનું દબાણ

વધારવાના હેતુથી કરવામાં આવશે અને મજકૂર મામલો વીમા ફીસના બદલામાં જાન–માલની નુકસાનીનું વળતર આપવાની શરત સાથે જાન–માલનું રક્ષણ કરવાનો મામલો ગણવામાં નહિ આવે, તો વીમાના મામલાની આ ફિકહી છણાવટ પછી જાહેર છે કે વીમા કંપનીએ નક્કી કરેલી મુદત પૂરી થતાં સુધી વીમાયુક્ત જાન–માલને કોઈ નુકસાન ન પહોંચવાની સૂરતમાં વીમાધારકે ભરપાય કરેલી રકમથી વધારે જે કંઈ રકમ વીમા કંપની તરફથી બોનસ, નફા અથવા વ્યાજના નામથી મળે છે તે વધારાની રકમ શરીઅતની દષ્ટિએ વ્યાજ જ ગણાશે.

અને એવી જ રીતે વીમાયુક્ત જાન–માલને નિશ્ચિત મુદતમાં કોઈ નુકસાન પહોંચવાની સૂરતમાં નુકસાનના વળતરરૂપે વીમાધારકે ચૂકવેલી રકમથી વધુ પ્રમાણમાં જે રકમ કંપની તરફથી વીમાધારકને અથવા તેના વારસદારોને મળશે તે વધારાની રકમ પણ શરઈ દષ્ટિએ વ્યાજ જ ગણાશે.

માટે વીમાધારકે વીમા કંપનીને ચૂકવેલી રકમથી વધારાની રકમનો હુકમ આ જ રહેશે કે સવાબ પ્રાપ્ત કરવાની નિય્યત વગર, હરામ માલથી છૂટકારો પ્રાપ્ત કરવાની નિય્યતથી મુસ્લિમ ગરીબોને આપી દેવામાં આવે અને તે વધારાની રકમ પોતાના અંગત ઉપયોગમાં ન લેવામાં આવે, સિવાય એ કે વધારાની રકમ મેળવનાર વીમાધારક મજબૂર અને મોહતાજ હોય (આવી સૂરતમાં વધારાની રકમ વીમાધારક પોતાની જરૂરતોમાં ખર્ચ કરી શકે છે અને જ્યારે તેની આર્થિક સ્થિતિ સબળ અને સદ્ધર થાય ત્યારે એહતિયાતરૂપે તેટલી રકમનો ગરીબોને સદકો કરી આપે.

શામી–૩) જેવી રીતે કે મજબૂરીના કારણે બેંકમાં જમા કરેલી રકમ ઉપર વ્યાજના નામથી મળતી વધારાની રકમનો હુકમ આ જ પ્રમાણે હોવા પર મુફિતયાને કિરામ સર્વસંમત છે કે તે રકમ સવાબની નિય્યત વગર મુસ્લિમ ગરીબોને આપી દેવી જાઈએ, ચાહે આવી રકમ સાર્વજનિક કામોમાં ખર્ચ કરવા બાબત મતભેદ જરૂર છે કે અમુક તેને જાઈઝ કહે છે અને અમુક નાજાઈઝ કહે છે.

આ બધી વિગત વધારાની રકમ વિશે છે. અલબત્ત, જેટલી રકમ વીમાધારકે વીમા કંપનીને ચૂકવી હતી, કંપની તરફથી મળતી રકમમાંથી તેટલી રકમ તો કોઈ મજબૂરી અને મોહતાજી ન હોય તો પણ વીમાધારક અથવા તેના વારસદારો પોતાના જે જાઈઝ ઉપયોગમાં લેવા ચાહે લઈ શકે છે, કારણ કે વીમા કંપની તરફથી મળેલી રકમમાંથી પોતે જેટલી રકમ ચૂકવી હોય તેટલી રકમ તો વીમાધારકની પોતાની માલિકીની જાઈઝ અને હલાલ રકમ છે અને તેટલી રકમને વ્યાજ ગણવામાં નહિ આવે.

## હુલ્લડપીડિતે વીમારૂપે ચૂકવેલી રકમથી વધારાની મળતી રકમનો હુકમ

[જો વીમા કંપની સરકારી હોય અને કોઈ મુસલમાને જીવન વીમો લીધો હોય અને કોઈ રમખાણમાં વીમા ધારકની હત્યા જઈ જાય તો વીમા ધારકે જીવન વીમા ફીસ તરીકે ચૂકવેલી રકમ ઉપરાંત જે વધારાની રકમ મળે તે વ્યાજની રકમ ગણાશે અને મરહૂમના વારસદારો સાહિબે નિસાબ માલદાર હોય તો મરહૂમે સરકારી વીમા કંપનીને ચૂકવેલી રકમથી વધુ રકમ વસૂલ કરીને સવાબની

નિય્યત વગર મુસ્લિમ ગરીબોને તે રકમનો સદકહ કરી દેવો પડશે. મોટા ભાગના મુફતિયાને કિરામનો એ જ ફતવો છે. અલબત્ત, કોઈ કુદરતી હોનારતમાં કે હુલ્લડમાં યા માનવસર્જિત અન્ય કોઈ દુર્ઘટનામાં મૃત્યુ પામનારના વારસદારો માટે સરકાર જે સહાયની જાહેરાત કરે તે સહાય લેવી વારસદારો માટે વિના સંકોચે અને વિના શંકાએ જાઈઝ છે.

જો વીમા કંપની સરકારી હોય અને કોઈ મુસ્લિમે સરકારી વીમા કંપની પાસેથી માલ–મિલકત (દુકાન–મકાન–ફેકટરી)નો વીમો લીધો હોય અને સરકારી સુરક્ષા તંત્રની ગફલતના કારણે રમખાણ અને હુલ્લડમાં વીમા યુક્ત માલ મિલકતનું નુકસાન થાય તો આ સૂરતમાં પણ વીમા ધારકે સરકારી વીમા કંપનીને ચૂકવેલી રકમ કરતાં વધારાની રકમ જે વીમા કંપની તરફથી વીમા ધારકને નુકસાનીના વળતર રૂપે મળે તે વધારાની રકમને પણ અસલ જવાબમાં લખવા મુજબ અનેક મુફતિયાને કિરામ જેમ કે હઝરત મવ. મુફતી બુરહાનુદ્દીન સંભલી સાહેબ (દા. બ., ઉસ્તાદે તફસીર વ હદીસ, દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા લખનૌ), હઝરત મવ. મુફતી વલી હસન ટોંકી સાહેબ (રહ. જામિઅહ, બિન્નોરી ટાઉન, કરાચી), હઝરત મવ. મુફતી મુહંમદ આદમ ભીલવણી સાહેબ (દા. બ.–મુફતી વ ઉસ્તાદ જામિઅહ નઝીરિય્યહ કાકોશી), હઝરત મવ. મુફતી મુહમ્મદ ઝૈદ સાહેબ (મ. આ.–જામિઅહ અરબિય્યહ, હથોડા, બાંદા) વગેરે વીમા ધારક માટે જાઈઝ અને હલાલ ઠરાવતા નથી અને તે રકમને જુગાર અને વ્યાજની રકમ ગણીને સવાબની નિય્યત વગર તેનો ગરીબોને સદકહ કરી દેવા લખે છે, (સિવાય કે વીમા ધારક

ઝકાતનો હકદાર ગરીબ માણસ હોય તો વીમા કંપની તરફથી નુકસાનીના વળતર રૂપે મળતી વધારાની રકમ લેવી અને પોતે વાપરવી તેના માટે જાઈઝ છે), પરંતુ અનેક મુફતિયાને કિરામ વીમા કંપની સરકારી હોવાની સૂરતમાં અને રમખાણથી મિલકતનું નુકસાન થવાની સૂરતમાં સરકારી સુરક્ષા તંત્રની ગફલતના કારણે મિલકતના નુકસાનના વળતર રૂપે અથવા સરકારી સહાયરૂપે સરકારી વીમા કંપની તરફથી મળતી વધારાની રકમને મિલકતના વીમા ધારક માટે જાઈઝ ઠરાવે છે, જેમ કે હઝરત મવલાના મુફતી મુહંમ્મદ શફીઅ સાહેબ (રહ.–મુફતીએ આ'ઝમ હિંદોપાક), હઝરત મવ. મુફતી સઈદ અહમદ પાલનપૂરી સાહેબ (દા. બ.–ઉસ્તાદે હદીસ દારુલ ઉલૂમ, દેવબંદ), હઝરત મવ. મુફતી હબીબુર્રહમાન ખૈરાબાદી (દા. બ.–મુફતી દારુલ ઉલૂમ દેવબંદ), હઝરત મવ. મુફતી અહમદ ખાનપૂરી સાહેબ (દા. બ. સદર મુફતી –વ–નાયબ શૈખુલ હદીસ : જામિઅહ ઈસ્લામિય્યહ, ડાભેલ), મવલાના મુફતી અબ્દુર્રહમાન કાસિમી સાહેબ (મ. આ.–દારુલ ઉલૂમ છાપી), હઝરત મવલાના અબુલ હસન સાહેબ (દા. બ.–શૈખુલ હદીસ : દારુલ ઉલૂમ માટલીવાલા, ભરૂચ), હઝરત મવ. મુફતી ઉબૈદુલ્લાહ અસ્અદી (દા. બ. –મુફતી –વ–મુદર્રિસ જામિઅહ હથોડા–બાંદા) હઝરત મવ. મુફતી મુસ્લિહુદ્દીન અહમદ સાહેબ (દા. બ.–સાબિક શૈખુલ હદીસ વ મુફતી દારુલ ઉલૂમ તાંદલજા, વડોદરા) વગેરે હઝરાતના જવાબોથી તેઓનું મંતવ્ય આ પ્રમાણે જ માલૂમ પડે છે. *(જવા. ફિકહ ભા. ૨/મજલ્લહ ફિકહે ઈસ્લામી ભા. ૪)*

ખુલાસો એ કે આ માહિર અને મોઅતબર મુફતિયાને

કિરામના મંતવ્ય મુજબ વર્તમાન સંજોગોમાં વીમા કંપની સરકારી હોય અને વીમો મિલકતનો હોય અને વીમાયુક્ત મિલકતને રમખાણથી નુકસાન થાય તો વીમા ધારકે વીમા કંપનીને મિલકત વીમા ફીસ પેટે ચૂકવેલી પોતાની મૂળ રકમ કરતાં વીમા કંપની તરફથી મળતી વધારાની રકમ તેણે લેવાની અને પોતે ઉપયોગ કરવાની ગુંજાઈશ છે.

*—અહકર : ઈસ્માઈલ ભડકોદ્રવી ગુફિર લહુ, ૧૬/૫/૨૦૦૨]*

## ફરજિયાત વીમાનો વધારો

**સવાલ (૩)** : એક પ્રશ્ન આ પણ છે કે ફરજિયાત વીમાના જાઈઝ હોવા બાબત તો મજબૂરીના કારણે સર્વસંમતિ છે, પરંતુ એવા પ્રકારનો વીમો લેવાના પરિણામે વીમા યોજના તરફથી પ્રાપ્ત થતી વધારાની રકમનો શું હુકમ છે ?

ફરજિયાત વીમાની એક સૂરત સરકારી કર્મચારીઓ માટે જીવનવીમો લેવાની છે, જેના કારણે તેઓના પગારમાંથી પ્રતિમાસ એક ચોક્કસ રકમ જીવનવીમાના નામથી કપાય જાય છે. જેવી રીતે ફરજિયાત પ્રૉ. ફંડની રકમ કપાય જાય છે અને સરકાર પોતાના નિયમ મુજબ નોકરીના અંતે જીવનવીમાની જમા થયેલી રકમ વધારા સાથે કર્મચારીને પરત આપે છે અથવા નોકરીની મુદત પૂરી થતાં પહેલાં નિયમ મુજબ જમા થયેલી રકમ વધારા સાથે પરત આપે છે તો આ બંને સૂરતોમાં મજકૂર વધારાની રકમનો શું હુકમ છે ? શું આ વધારાની રકમને પ્રૉ. ફંડ ઉપર મળતી વધારાની રકમની જેમ જાઈઝ કહી શકાય કે નહિ ?

**જવાબ (૩)** : સરકારી ખાતું સરકારી કર્મચારીઓના પગારમાંથી જે રકમ પ્રતિમાસ ફરજિયાત રીતે કાપી લે છે અને પછી નક્કી કરેલા નિયમ મુજબ નોકરીના અંત ઉપર અથવા નોકરીની મુદત પૂરી થતાં પહેલાં જીવનવીમાના નામથી જમા થયેલી રકમ સાથે જે વધારો કર્મચારીને મળે છે, તે વધારાની રકમ પ્રૉ. ફંડની કપાયેલી રકમ સાથે મળતી વધારાની રકમની જેમ શરઈ દૃષ્ટિએ વ્યાજની વ્યાખ્યામાં નથી આવતી, માટે મજકૂર વધારાની રકમને પણ પ્રૉ. ફંડની કપાત રકમ સાથે મળતી વધારાની રકમની જેમ સરકારી સહાય અને ઈનામ અથવા પગારનો ઉધાર ભાગ ગણવામાં આવશે.

માટે કર્મચારીએ મજકૂર વધારાની રકમ વસૂલ કરવી અને તેને પોતાના ઉપયોગમાં લેવી જાઈઝ ગણાશે. જેવી રીતે કે પ્રો. ફંડની કપાત રકમ સાથે મળતી વધારાની રકમનો હુકમ હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ સાહેબ (રહ.)એ "પ્રૉવીડન્ટ ફંડ પર ઝકાત ઔર સૂદ કા શરઈ હુકમ" નામી પોતાની કિતાબમાં વિગતથી લખ્યો છે અને મજકૂર જવાબ ઉપર મજલિસે તહકીકે મસાઈલના સભ્ય ઉલમાએ કિરામની તસદીકી (સમર્થક) સહીઓ મવજૂદ છે.

## વાહનનો ફરજિયાત વીમો

**સવાલ (૪)** : ફરજિયાત વીમાની વિવિધ સૂરતો પૈકી એક સૂરત આ પણ છે કે કાર, ટ્રક વગેરે સાધનોનો અને વેપારના માલ–સામાનનો વીમો કરાવવો પડે છે. મજકૂર વીમાની સૂરતમાં જો કોઈ દુર્ઘટના બને અને નુકસાન થાય તો વીમા યોજનાના

નિયમો મુજબ વીમાધારકને નુકસાનનું વળતર મળે છે, તો આ વળતરમાં વીમાધારકે વીમા કંપનીને ચૂકવેલી રકમ કરતાં જે વધારાની રકમ મળે છે તેનો શું હુકમ છે ?

યાદ રહે કે વીમાના આ પ્રકારમાં જો કોઈ હાનિકારક દુર્ઘટના ન બને અને વીમાયુક્ત સાધન–સામાનને કોઈ નુકસાન ન પહોંચે તો વીમાધારકને કોઈ રકમ મળતી નથી, ચાહે ગમે તેટલાં વર્ષો વીતી જાય.

**જવાબ (૪)** : કાર, ટ્રક વગેરે માલવાહક અને મુસાફરીના સાધનોનો અને વેપારના માલ–સામાનનો કાયદાકીય ફરજિયાત વીમો (જેમાં કોઈ હાનિકારક દુર્ઘટના ન બનવાની સૂરતમાં પ્રીમિયમ તરીકે અદા કરેલી રકમ વીમાધારકને પરત મળતી નથી) પણ શરઈ દૃષ્ટિએ વ્યાજ અને જુગારનો મામલો છે અને આ પ્રકારનો વીમો લેવો ચાહે કાયદાકીય મજબૂરીના કારણે જાઈઝ હોઈ શકે છે, પરંતુ કોઈ હાનિકારક દુર્ઘટના બનવાની સૂરતમાં વીમાધારકે ચૂકવેલી રકમથી વધારે જે રકમ વીમા કંપની તરફથી તેને પ્રાપ્ત થાય છે તે વધારાની રકમ શરઈ દૃષ્ટિએ વ્યાજ અને જુગારની જ રકમ ગણાશે.

માટે મજકૂર વધારાની રકમ વીમાધારકે પોતે ઉપયોગ કરવી જાઈઝ નથી અને બેંકના વ્યાજની રકમની જેમ આ વધારાની રકમને વીમા કંપની પાસેથી વસૂલ કરીને ગરીબ મુસ્લિમોને સવાબની નિય્યત વગર આપી દેવી જરૂરી છે અને વીમાની મજકૂર સૂરતમાં આ વાત પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે કાર, ટ્રક વગેરે સાધનોનો વીમો લેવો ચાહે સરકારી કાયદાના કારણે

ફરજિયાત હોય, પરંતુ મજકૂર સાધનોની ખરીદારી સ્વૈચ્છિક અને દબાણમુક્ત છે.

## ટ્રાન્સપોર્ટ કંપનીનો વીમો

**સવાલ (૫) :** વીમાની ચર્ચાના અનુસંધાનમાં એક સવાલ આ પણ ઉપસ્થિત થાય છે કે માલ અને મુસાફરોની હેરફેરનું કામ કરતી કંપનીઓ માલ–સામાનનો પોતે જ વીમો આપે છે અને ભાડાથી અમુક રકમ વધુ લઈને વીમાના નામથી એ પ્રમાણે મામલો કરે છે કે જો માલ–સામાન બરબાદ અથવા ક્ષતિગ્રસ્ત થશે તો નુકસાની આપવાની કંપનીની જવાબદારી રહેશે. તો માલ વાહક કંપનીઓથી આ પ્રમાણે વીમો લેવાનો અને નુકસાન થવાની સૂરતમાં વળતર લેવાનો શું હુકમ છે ? અને જો તે જાઈઝ હોય તો હર હાલતમાં જાઈઝ ગણાશે કે અમુક ખાસ સંજોગોમાં જ જાઈઝ ગણાશે ?

**જવાબ (૫) :** ટ્રાન્સપોર્ટનું કામ કરતી કંપની ફિકહી દષ્ટિબિંદુથી **'અજીરે મુશ્તરક'** છે (એટલે કે મહેનતાણું લઈને અનેક ગ્રાહકોનું કામ કરનાર વ્યક્તિ કે કંપની છે) અને ટ્રાન્સપોર્ટ સંબંધી માલ–સામાન બરબાદ અથવા ક્ષતિગ્રસ્ત થવાની ઘણી સૂરતોમાં હનફી ત્રણેય ઈમામો (રહ.)ની સર્વસંમતિથી સાર્વજનિક સંયુક્ત કોન્ટ્રાકટર માલ–સામાનના નુકસાનનો જામીન (નુકસાનીનો જવાબદાર) બને છે. (જેમ કે સામાન્ય ગતિ કરતાં વધુ ઝડપથી વાહન ચલાવવાના કારણે અથવા રોડ ઉપર ખૂબ ટ્રાફિક હોવા છતાં બીજા વાહનોથી આગળ નીકળવાનો પ્રયાસ કરવાના કારણે એકસીડન્ટ થવાથી અથવા સામાન્ય

ગતિથી વાહન ચલાવવા છતાં એકસીડન્ટ થવાથી અથવા ચાલુ વાહનોમાંથી માલ–સામાન પડી જવાના કારણે ખોવાય જવાથી માલ–સામાન બરબાદ થઈ જાય તો આવા નુકસાનથી બચવા માટે માલ–સામાન એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જવાના ભાડાના કરારમાં ટ્રાન્સપોર્ટ કંપની પાસેથી હેરફેર સંબંધી માલ–સામાનનો વીમો લેવાના નામથી મજકૂર સંભવિત નુકસાનના વળતરની શરત ઠરાવવી અને વળતર લેવું જાઈઝ છે. *(શામી ૪૧, ભા. ૫)*

અને જો કોઈ એવા કારણથી ટ્રાન્સપોર્ટ માટે સોંપેલો માલ–સામાન બરબાદ થઈ જાય કે જેનાથી બચવું અશક્ય હોય (જેમ કે ટ્રાન્સપોર્ટ કંપનીને હેરફેર માટે સોંપેલાં ઘેટાં, બકરાં, મરઘાં કંપનીના માણસોના કોઈ અમલ દખલ વગર અને કોઈ અકસ્માત સિવાય કુદરતી રીતે મૃત્યુ પામે) તો આ સૂરતમાં ત્રણે ય હનફી ઈમામો (રહ.) એકમત છે કે કંપની આવા નુકસાન માટે જવાબદાર નહિ ઠરે, માટે કંપની સાથે વીમાના નામથી આવા નુકસાનના વળતરની શરત ઠરાવવી અને વળતર લેવું જાઈઝ નથી. *(શામી ૪૦–૫)*

ટ્રાન્સપોર્ટ કંપનીને હેરફેર માટે સોંપેલા માલનું નુકસાન જ્યારે કોઈ એવી પ્રવૃત્તિથી થાય કે જેમાં કંપનીના માણસોનો કોઈ અમલ દખલ ન હોય, બલકે કંપનીથી ગેરસંબંધી માણસોની કોઈ પ્રવૃત્તિથી નુકસાન થાય અને આવી નુકસાનકારક પ્રવૃત્તિથી બચવું શક્ય હોય (જેમ કે કંપનીને સોંપેલો માલ કંપનીની ઓફિસમાંથી ચોરાય કે લૂંટાય જાય અથવા તે માલને કંપનીના માણસો લઈ જાય ત્યારે રસ્તામાં ચોરાય કે લૂંટાય જાય) તો આવા

પ્રકારના નુકસાનની સૂરતમાં ટ્રાન્સપોર્ટ કંપનીના નુકસાની માટે જવાબદાર હોવા–ન હોવા બાબત હઝરત ઈમામ આ'ઝમ (રહ.)નું મંતવ્ય આ છે કે કંપની આ પ્રકારના નુકસાન માટે જવાબદાર નહિ ગણાય અને હઝ. સાહિબૈન (રહ.)નું મંતવ્ય આ છે કે કંપની આ પ્રકારના નુકસાન માટે પણ જવાબદાર ગણાશે.

આજકાલ ટ્રાન્સપોર્ટ કંપનીઓને હેરફેર માટે સોંપવામાં આવતા માલ–સામાનને પહોંચતી મોટાભાગની નુકસાનકારક ઘટનાઓ કંપનીના કાર્યકર્તાઓની ગફલત અને બેદરકારીના કારણે બને છે અને નુકસાનકારક ઘટનાની ચકાસણીમાં સામાન્ય રીતે દરેક પક્ષ પોતાના બચાવનું પાસું અપનાવે છે, ચાહે તે ખરી હકીકતથી વિરુદ્ધ હોય, માટે લોકોના હેરફેરપાત્ર માલ–સામાનની હિફાઝતના હેતુથી આ વિવાદાસ્પદ સૂરતમાં હઝરાત સાહિબૈન (ઈમામ અબૂ યૂસુફ રહ. અને ઈમામ મુહમ્મદ રહ.)ના મંતવ્ય મુજબ અમલ કરવો જાઈઝ છે. અલ્લામહ શામી (રહ.)એ મજકૂર મંતવ્યને હઝરત ઉમર (રદિ.) અને હઝરત અલી (રદિ.)નું મંતવ્ય બતાવ્યું છે અને અમુક ફુકહાએ કિરામ (રહ.)થી તેનું મુફતા બિહી (ફતવા માટે સ્વીકૃત અને અમલી) હોવું નકલ ફરમાવેલ છે. *(શામી ૪૦–૫)*

ખુલાસો આ કે નુકસાનની જે સૂરતોમાં માલવાહક ટ્રાન્સપોર્ટ કંપની ઉક્ત વિગત મુજબ ફિકહી દષ્ટિએ માલના નુકસાનની જવાબદાર ઠરે છે, તે સૂરતોમાં કંપની સાથે વીમાના નામથી નુકસાનના વળતરની શરત ઠરાવવી અને નુકસાન થાય તો નુકસાનનું વળતર લેવું જાઈઝ અને દુરુસ્ત છે અને આ પ્રકારનો મામલો હર હાલતમાં જાઈઝ છે, તેનું જાઈઝ હોવું રમખાણો જેવા

ખાસ સંજોગો માટે મર્યાદિત નથી. *(આલમગીરી ૫૦૦, ભા. ૪)*

ટ્રાન્સપોર્ટ કંપની સાથે નુકસાનના વળતરની શરત ઠરાવવી જે સૂરતોમાં જાઈઝ છે તે સૂરતોમાં ભાડા ઉપરાંત વીમાના નામથી જે વધારાની રકમ ટ્રાન્સપોર્ટ કંપનીને આપવામાં આવે છે તે રકમને ટ્રાન્સપોર્ટના ભાડાનો જ એક ભાગ ગણવામાં આવશે. જેવી રીતે કે હકીમુલ ઉમ્મત હઝ. મવલાના થાનવી (રહ.)એ વીમા પોસ્ટની વીમા ફીસને પોસ્ટ ખાતાના મહેનતાણાનો વધારો ઠરાવ્યો છે. *(ઈ. ફતાવા ૧૬૧–૩)*

હઝ. મવલાના મુફતી વલી હસન ટોંકી (મ. આ.)એ જહાજો ચલાવતી કંપની પાસેથી હેરફેર પાત્ર માલનો વીમો લઈને તેને નુકસાનની જવાબદાર ઠરાવવાને અને નુકસાનની સૂરતમાં નુકસાનનું વળતર લેવાને જાઈઝ લખ્યું છે. *(જ. ફિકહ ૨૩૭–૨)*

અલબત્ત, મુસાફરવાહક ટ્રાન્સપોર્ટ કંપની સાથે ભાડાના કરારમાં વીમાના નામથી મુસાફરની જાનને નુકસાન પહોંચવાની સૂરતમાં નુકસાનના વળતરની શરત ઠરાવી ટ્રાન્સપોર્ટ કંપની પાસેથી મુસાફરની જાન–જીવનનો વીમો લેવો અને કંપનીને નુકસાનની જવાબદાર ઠરાવવી એ જાઈઝ નથી, કારણ કે વાહનમાં મુસાફરી કરતાં મુસાફરની જાનને જે નુકસાન પહોંચે, શરઈ દૃષ્ટિએ તે નુકસાનની જવાબદાર ટ્રાન્સપોર્ટ કંપની નહિ ગણાય.

*(દુ. મુખ્તાર, શામી ૪૨–૫)*

ઈસ્માઈલ ભડકોદ્રવી

૨૨, જુમાદલ્ ઉખરા ૧૪૧૧ હિ. સન

૯, ડિસે. ૧૯૯૦ સન ઈસવી

# વીમાને લગતા અમુક અગત્યના ફતાવા

## વાહનનો ફરજિયાત વીમો વ્યાજની રકમથી લેવો :

**સવાલ (૮/૧૯)** : આજકાલ સરકારી કાનૂન પ્રમાણે સ્કુટર વગેરે વાહનોનો ફરજિયાત વીમો લેવો પડે છે, તેના વગર વાહનનું પાસીંગ થતું નથી. તો શું એ વીમાની રકમ વ્યાજની રકમમાંથી આપી શકાય છે ? અને વાહનને એકસીડન્ટથી નુકસાન થાય અથવા વાહન ચોરાય જાય તો તેવા સંજોગોમાં વીમા કંપની તરફથી વળતર મળે છે તો તે લઈ શકાય કે નહિ ?

**જવાબ** : સરકારી કાયદાના કારણે વાહનનો ફરજિયાત વીમો લેવો પડે તો વીમા ફીસની રકમ સરકારી બેંકના વ્યાજની રકમથી ભરપાય કરી શકાય છે, પરંતુ સરકારી બેંકના વ્યાજની રકમમાંથી વીમા ફીસ અદા કર્યા પછી જો વાહનને એકસીડન્ટ, ચોરી વગેરેથી કોઈ નુકસાન થાય તો વીમા કંપની પાસેથી નુકસાનનું વળતર લેવું કે પોતે ભરેલી રકમ પરત લેવી જાઈઝ નથી.

**હુલ્લડમાં નુકસાન પામેલ વાહનનું વળતર વીમા કંપની પાસેથી લેવું :**

**સવાલ (૧૭૨/૧૯)** : જો વાહનનો ફરજિયાત વીમો લીધા પછી કોમવાદી રમખાણમાં વાહન સળગાવી દેવામાં આવ્યું અને આ સૂરતમાં વીમા કંપની વાહનનું વળતર આપતી હોય તો તે વળતર લઈ શકાય કે નહિ ? અને તે વળતરની રકમ પોતાના ઉપયોગમાં લઈ શકાય કે નહિ ?

**જવાબ** : જો વીમા કંપની સરકારી હોય અને વીમાયુક્ત વાહન કોમી રમખાણમાં સળગાવવાથી કે અન્ય કોઈ રીતે તોડફોડ કરવાથી નાસ પામ્યું હોય અથવા ક્ષતિગ્રસ્ત થયું હોય અને સરકારી વીમા કંપની વાહનનું વળતર આપતી હોય તો આવી સૂરતમાં સરકારી વીમા કંપની તરફથી મળતું વળતર લઈ શકાય છે અને તે વળતરની રકમ પોતાના ગમે તે જાઈઝ ઉપયોગમાં લઈ શકાય છે.

**એક્સીડન્ટથી વાહન અને માલિકને થયેલ નુકસાનનું વળતર વીમા કંપનીથી લેવું :**

**સવાલ (૧૭/૧૪)** : હું મોટર સાયકલ ઉપર જઈ રહ્યો હતો અને એક ટેમ્પો સાથે મારું એકસીડન્ટ થયું. મારી મોટર સાયકલનું પણ ખુબ નુકસાન થયું અને તેનો રિપેરીંગ ખર્ચ ૧૩૦૦૦/– રૂપિયા થયો અને મને પણ હાથ, પગ, આંખ અને માથામાં ગંભીર ઈજા થઈ અને ઈલાજ માટે અહમદાબાદ સુધી જવું પડયું. આ બનાવ દરમિયાન અમે વળતર માટે કલેમ કર્યો

અને લોક અદાલતમાં કેસ દાખલ કરવાથી જલ્દી ચુકાદો આવ્યો અને એકસીડન્ટના વળતર પેટે ૮૦ હજાર રૂપિયા મંજૂર થયા, જેમાંથી અડધી રકમ તુરત મળી ગઈ અને તેમાંથી ૧૮ હજાર વકીલની ફીસ ચૂકવી અને બાકીના ૪૦ હજાર સરકારે ફિક્સ ડીપોઝીટમાં લઈ લીધા, જેમાંથી ૨૦ હજાર રૂપિયા દસ વર્ષ માટે અને બીજા ૨૦ હજાર પંદર વર્ષ માટે ફિક્સમાં જમા લઈ લીધા, મુદ્દત પૂરી થયે આ રકમ મળશે ત્યારે આ રકમનું વેલ્યુ કેટલું ? અને મેં જાતે ફિક્સમાં મૂકયા નથી. મને દર છ મહિને ફિક્સ ઉપર ૧૨૩૦ રૂપિયા વ્યાજ મળે છે, તો તે રકમ હું મારા ઉપયોગમાં લઈ શકું ખરો ? મેં એક સામયિકમાં વાંચ્યું હતું કે તે રકમનું વ્યાજ તમો પોતે વાપરી શકો છો.

અત્રે યાદ રહે કે આ એકસીડન્ટ ટેમ્પોવાળાની ભૂલથી થયું હતું, હું મારી સાઈડ પર ચાલતો હતો. જે રકમ મંજૂર થઈ છે તે વીમા કંપની આપશે. વીમા કંપની સરકારી છે, જેનું નામ ન્યુ ઈન્ડીઆ ઈન્શૂરન્સ કંપની છે. ટેમ્પોનો અને મારી ગાડીનો વીમો હતો. વાહનનો વીમો ફરજિયાત લેવો પડે છે, નહિં તો ટ્રાફિક પોલીસ હેરાન કરે છે.

**જવાબ** : વીમા કંપની ચાહે સરકારી હોય કે ગેર સરકારી હોય, વાહનનો સ્વૈચ્છિક વીમો લેવો જાઈઝ નથી અને પોતાને તથા પોતાના વાહનને એકસીડન્ટથી પહોંચેલ બધી નુકસાનીના વળતર માટે વીમા કંપની ઉપર કલેમ કરવો એ પણ જાઈઝ નથી. અલબત્ત ટેમ્પોવાળાની ભૂલથી તમોને અને તમારા સાધનને જે નુકસાન થયું છે, તેનું વ્યાજબી વળતર ટેમ્પોવાળા પાસેથી લઈ શકો છો

અને તમારા બન્નેના વાહનોનો વીમો હોવાથી ટેમ્પોવાળો નુકસાનીનું વળતર ન આપે તો જેટલી રકમ ટેમ્પોવાળાએ અત્યાર સુધી વીમા કંપનીને વીમા ફીસ તરીકે ચૂકવી હોય અને જેટલી રકમ મોટર સાયકલની વીમા ફીસ પેટે તમે વીમા કંપનીને ચૂકવી હોય અને આ એકસીડન્ટ પહેલાં વીમા કંપની પાસેથી તમોએ કે ટેમ્પો વાળાએ કોઈ વળતર મેળવ્યું ન હોય તો તે બન્ને રકમોનું જેટલું ટોટલ થતું હોય અને જેટલી વકીલની ફીસ નક્કી કરી હોય, તેટલી રકમ વીમા કંપની પાસેથી વસૂલ કરવા વીમા કંપની ઉપર કલેમ કરી શકો છો અને તેટલી રકમ વસૂલ કરી પોતાના ઉપયોગમાં લઈ શકો છો અને વકીલની ફીસ ચૂકવી શકો છો અને આટલી રકમથી વધુ રકમ જે ફિક્સના વ્યાજ પેટે અથવા પૂરી નુકસાનીના વળતર પેટે વીમા કંપની તરફથી મળે, તે વધારાની રકમ તમારા પોતાના ઉપયોગમાં લેવી જાઈઝ નથી. મજકૂર વધારાની રકમ સવાબની નિય્યત વગર મુસ્લિમ ગરીબોને આપી દેવી જરૂરી છે, અલબત્ત જો તમો પોતે શરઈ દષ્ટિએ ઝકાતના હકદાર ગરીબ હોય તો તે રકમ પોતે વાપરી શકો છો અને તમારી ફેમિલીમાંથી કોઈ ઝકાતનું હકદાર ગરીબ હોય તો તે વધારાની રકમ તેમને પણ આપી શકો છો.

*(શામી ભા. ૫/ઈમ. મુફતીન)*

## બીમારીનો વીમો લેવો :

**સવાલ (૧૪૪/૧૯) :** જીવન વીમો ઉતરાવવો હરામ છે, એ વાત તો જગ જાહેર છે, પરંતુ હમણાં L. I. C. (જીવન વીમા કંપની)એ એક નવી યોજના શરૂ કરી છે. આ યોજના મુજબ દર

વર્ષે એકવાર ૨૫૦ રૂપિયા ભરવાના હોય છે, આ રકમ ભર્યા પછી વર્ષ દરમિયાન ગમે ત્યારે વીમા ધારકને કોઈ બીમારીનો ઉપાય, ઓપરેશન, દવા વગેરેનો જે કંઈ ખર્ચ કરવાનો થાય અથવા હોસ્પિટલમાં દાખલ થવું પડે તો ડૉક્ટરની ફી, લેબોરેટરી ચાર્જ વગેરે જે ખર્ચ થાય તેના બીલો રજૂ કરવાથી વધારેમાં વધારે ૨૫ હજાર રૂપિયા વીમા કંપની તરફથી મળે છે. જો વર્ષ દરમિયાન કોઈ બીમારી લાગુ ન પડે તો ભરેલી રકમ પરત મળતી નથી અને વર્ષ પૂરૂં થયા પછી બીજી રકમ ભરવી પડે છે, તો શરીઅતની રૂએ આ યોજનામાં દાખલ થઈ શકાય કે કેમ ?

**જવાબ :** જે કારણથી જીવન વીમો લેવો હરામ છે, તે જ કારણથી આરોગ્ય વીમો (હેલ્થ ઈન્શૂરન્સ) લેવો પણ હરામ છે, કારણ કે આરોગ્ય વીમાની યોજનામાં પણ જુગાર અને વ્યાજના મામલાની પદ્ધતિનું અસ્તિત્વ થાય છે. *(જવા. ફિકહ ભા. ૨)*

**વીમા કંપનીના કમીશન એજન્ટ બનવું :**

**સવાલ (૧૪૪/૧૬) :** હું મારા શહેરથી ૧૫ કિ.મી. દૂર એક ગામમાં પોષ્ટમાસ્તર (બી. પી. એમ.) તરીકે ત્રણ કલાક સરકારી નોકરી કરું છું, હાલ આ નોકરીનો મને સેન્ટ્રલ ગર્વમેંટ તરફથી ૯૫૬ રૂપિયા પગાર મળે છે, શહેરથી ગામમાં આવવા– જવામાં રોજ ૮ રૂપિયા ખર્ચ થાય છે, આ જ પોષ્ટ ઓફિસમાં મને એક વધારાનું કામ સોંપવામાં આવ્યું છે એટલે ગ્રામીણ ટપાલ જીવનવીમા યોજના (R. P. L. I.)નું કામ સોંપાયું છે, જેમાં એક માણસ ને એક લાખ રૂપિયાનો વીમો આપીએ તો ૨૫૦

રૂપિયા મને કમીશન મળે, આ પ્રમાણે મને વીમા કંપનીનો એજન્ટ બનાવ્યો છે અને ફરજિયાત કામ કરવું પડે છે. આજ સુધી મેં લગભગ વીમા કંપનીનું પંદર લાખ રૂપિયાનું કામ કર્યું છે, તો મારાથી મજકૂર કમીશન લઈ શકાય? અને તે લઈને કયાં ઉપયોગ કરું અને મારા આ એકસ્ટ્રા કામનું કમીશન જાઈઝ છે કે નહિ?

**જવાબ :** જીવન વીમા યોજનાની વર્તમાન સિસ્ટમ મુજબ તેમાં જુગાર અને વ્યાજ જેવો મામલો થતો હોવાથી તે નાજાઈઝ અને હરામ છે અને તેનો એજન્ટ બનવું, ચાહે વીમા કંપની સરકારી હોય અને તેનું કમીશન લેવું એ જાઈઝ નથી અને આવા કામનું મહેનતાણું કમીશનથી નક્કી કરવું એ પણ જાઈઝ નથી, પરંતુ પોતાનું નીકળતું કમીશન વસૂલ કરી લેવું જોઈએ અને ઝકાતના હકદાર ગરીબ મુસ્લિમોને તે કમીશનની રકમ આપી દેવી જોઈએ અને પોષ્ટ માસ્તર માટે જીવન વીમા વિભાગની જવાબદારી ફરજિયાત હોવાથી તે કામ અને કમીશન જાઈઝ નહિં ગણાય.

**કંપની પોતાના કર્મચારીઓને હેલ્થ (આરોગ્ય) વીમો અપાવે :**

**સવાલ (૧૫૩/૧૫)** : અમારી કંપની ઈન્શૂરન્સ કંપનીઓને દર વર્ષે અમારા વતી અરોગ્યવીમા પેટે નક્કી થયેલી રકમ ચૂકવે છે. જો અમારી કંપનીના કર્મચારીઓમાં કોઈ પોતે અથવા તેના બાળકોમાંથી કોઈ બીમાર પડે તો ડૉકટરનું જે બીલ થાય તે અને દવાના પૈસા અમારી કંપની અમોને વીમા કંપની પાસેથી અપાવે છે તો આ રીતે દવા દારૂના ખર્ચના બીલો રજૂ કરી રકમ લઈ શકાય કે નહિ?

**જવાબ :** તમારી કંપની ઈન્શૂરન્સ કંપનીને દર વર્ષે જેટલી રકમ ચૂકવતી હોય, જો ઈન્શૂરન્સ કંપની તમારી કંપનીના કર્મચારીઓને ડૉક્ટરની ફી અને દવાના ખર્ચ પેટે તેટલી જ રકમના અથવા તેથી ઓછી રકમના બીલો ચૂકવતી હોય, તેથી વધુ રકમના બીલો ન ચૂકવતી હોય તો આ સૂરતમાં તમારી કંપનીએ ઈન્શૂરન્સ કંપની પાસેથી દવા દારૂનો ખર્ચ અપાવવો અને તમારા માટે લેવો જાઈઝ છે. *(શામી ભા. ૩/ઈમ. મુફતીન)*

## વીમા વિશે અનેક ફિકહી અને ઇલ્મી ઈદારાઓના ફેસલાઓ

આ પુસ્તિકાની પ્રસ્તાવનામાં એ હકીકત દર્શાવવામાં આવી છે કે હિંદુસ્તાનના અગ્રગણ્ય મુફતિયાએ કિરામ અને ઉલમાએ ઈઝામના ફિકહી અને ઈલ્મી સંગઠનોએ જે તે સમયના રમખાણગ્રસ્ત વાતાવરણ અને પરિસ્થિતિને જોતાં જુદા જુદા સમયગાળામાં વીમો લેવા વિશે વિસ્તૃત ચર્ચા વિચારણા પછી ફેસલાઓ કર્યા છે અને હિંદુસ્તાની મુસ્લિમોની રેહબરી ફરમાવી છે, અહલે ઈલ્મ વર્ગની જાણકારી માટે મજકૂર સંગઠનોના તે ફેસલા અને ફતવાઓ અત્રે ગુજરાતી લિપિમાં અને ઉર્દૂ ભાષામાં અક્ષરશ રજૂ કરવામાં આવે છે.

### (૧) મજલિસે તહકીકાતે શરઇય્યહ નદવતુલ ઉલમાઅ લખનવનો ફેસલો :

મજલિસે તહકીકાતે શરઈય્યહને અપને ઈજતિમાંઅ મુઅર્રખહ ૧૫, ૧૬ ડિસેમ્બર સન ઈસવી ૧૯૬૫મેં ઈન્શૂરન્સકે

મસ્અલહ પર ઉલમાએ કિરામકે ઉન જવાબાતકી રોશનીમેં ગૌર કિયા જો મજલિસ કે સવાલનામે કે પેશે નઝર ઉન હઝરાતને તહરીર ફરમાએ થે, ઈસ ગૌર વ ખૌઝ કે બાદ મજલિસ જિસ નતીજે પર પહોંચી હે વો એક મુખ્તસર તમહીદકે સાથ દર્જેઝૈલ હે :

ઈન્શૂરન્સકા મસ્અલહ શરીઅતકે શોઅબએ મુઆમલાતસે તઅલ્લુક રખતા હે, મુઆમલાતમેં હમેશા દો ફરીક હોતે હૈં, ઈસ લિયે ઉસકી દો સૂરતેં હો સકતી હૈં.

**અવ્વલ** : દોનોં ફરીક મુસલમાન હોં, ઈસ સૂરતમેં મુઆમલાતકી જો શકલેં શરીઅતે ઈસ્લામિય્યહને મુકર્રર કી હૈં, ઉનકે અલાવા કિસી શકલકા ઈખ્તિયાર કરના કિસી હાલમેં જાઇઝ નહીં.

**દોમ** : એક ફરીક મુસલમાન હો ઔર દૂસરા ગેર મુસ્લિમ હો, સૂરતે દોમકી દો શકલેં નિકલતી હૈં.

(અલિફ) મુઆમલહકી શકલ મુકર્રર કરના મુસલમાનકે ઈખ્તિયારમેં હો, ઈસકા હુકમ ભી વહી હે જો સૂરતે ઉલાકા હે.

(બ) મુઆમલહકી શકલ મુકર્રર કરના ઉસકે (મુસલમાનકે) ઈખ્તિયારમેં ન હો.

સૂરતે સાનિયહ મેં શકલ (બ)મેં બવકતે ઝરૂરત ઈસ્લામકે બાઝ જલીલુલ કદ્ર અઈમ્મહ વ ફુકહાઅ કે કૌલકી બિના પર ? શર્અન ઈસકી ગુંજાઈશ નિકલતી હે, કે મુસલમાન કુછ કુયૂદ વ શરાઈતકે સાથ ઈસ નૌઅકે મુઆમલાતમેં હિસ્સા લે સકે, ઈન્શૂરન્સકા મસ્અલહ ભી મજલિસકે નઝદીક ઈસી શકલ કે તહત દાખિલ હે.

મજલિસ યે રાય રખતી હે કે અગર ચે ઈન્શૂરન્સકી સબ શકલોં કે લિયે "રિબા વ કિમાર" (સૂદ ઔર જુવા) લાઝિમ હે ઔર એક કલિમહગો કે લિયે હર હાલમેં ઉસૂલ પર કાઈમ રહનેકી કોશિશ કરના હી વાજિબ હે, લેકિન જાન વ માલકે તહફ્ફૂઝ વ બકાકા જો મકામ શરીઅતે ઈસ્લામિય્યહમેં હે મજલિસ ઈસે ભી વઝન દેતી હે, નીઝ મજલિસ ઈસ સૂરતે હાલસે ભી સર્ફે નઝન નહીં કર સકતી કે મવજૂદહ દૌરમેં ન સિર્ફ મુલ્કી બલ્કે બૈનુલ્ અકવામી રિયાસતોં સે ઈન્શૂરન્સ ઈનસાની ઝિંદગીમેં ઈસ તરહ દખીલ હો ગયા હે કે ઉસકે બગેર ઈજતિમાઈ ઔર કારોબારી ઝિંદગીમેં તરહ તરહકી દુશ્વારિયાં પેશ આતી હેં, ઔર જાન વ માલકે તહફ્ફુઝકે લિયે ભી બાઝ હાલાતમેં ઈસસે મફર મુમકિન નહીં હોતા, ઈસ લિયે ઝરૂરતે શદીદહકે પેશે નઝર અગર કોઈ શખ્સ અપની ઝિંદગી યા અપને માલ યા અપની જાઈદાદકા બીમહ કરાએ તો મઝકૂરહ બાલા અઈમ્મએ કિરામકે કૌલકી બિના પર શર્અન ઈસકી ગુંજાઈશ હે.

**તનબીહ** : ઉપરકી ઈબારતમેં લફઝે "ઝરૂરતે શદીદહ સે મુરાદ યે હે કે જાન યા અહલ–વ–ઈયાલ યા માલકે નાકાબિલે બરદાશ્ત નુકસાનકા અંદેશએ કવી હો, "ઝરૂરતે શદીદહ મવજૂદ હોને યા ન હોનેકા ફેસલા મજલિસ કે નઝદીક મુબ્તલા બિહિ (જો શદીદ દુશ્વારિયોંમેં મુબ્તલા હો કર બીમહ કરાના ચાહતા હે)કી રાય પર મુનહસિર હે, જો ખૂદકો ઈન્દલ્લાહ જવાબદેહ સમજ કર ઉલમાઅકે મશવરેસે કાઈમ કરે"

ઈસ તજવીઝ પર દસ્તખત કરનેવાલોંમેં હસ્બેઝૈલ ઉલમાએ કિરામ શામિલ થે :

- મવલાના શાહ મુઈનુદ્દીન અહમદ સાહિબ મરહૂમ
- મવલાના મુફતી અતીકુર્રહમાન સાહિબ ઉસ્માની મરહૂમ
- મવલાના મુફતી ઝફીરુદ્દીન સાહિબ (મ. આ.–મુફતી દારુલ ઉલૂમ દેવબંદ)
- મવલાના સય્યિદ ફખરૂલ્‌હસન સાહિબ (રહ. સદર મુદર્રિસ દા. ઉ. દેવબંદ)
- મવલાના મુહંમદ મનઝૂર નોઅમાની સાહિબ (રહ.)
- મવલાના સઈદ અહમદ અકબરાબાદી (રહ.)
- મવલાના મુહંમદ ઉવૈસ સાહિબ નદવી મરહૂમ
- મવલાના શાહ ઔન અહમદ સાહિબ કાદરી (રહ.–ફુલવારી શરીફ, પટના)
- મવલાના અબુલ્લૈસ સાહિબ નદવી (રહ.)
- મવલાના મુહંમદ ઈસ્હાક સુનદેલ્વી સાહિબ (રહ.) (સાબિક મુહતમિમ : દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા વ સાબિક નાઝિમ : મજલિસે તહકીકાતે શરઈય્યહ) (બેંક, ઈન્શૂરસ ઔર સરકારી કર્ઝે. ૧૦૪ થી ૧૦૬)

## (૨) ઈદારએ મબાહિસે ફિકહિય્યહ (જમઈય્યત ઉલમાએ હિંદ)એ પ્રગટ કરેલ ફતવો :

ઈદારએ મબાહિસે ફિકહિય્યહ (જમઈય્યતે ઉલમા)ના

નાઝિમ મુહતરમ મવલાના મુઈઝુદ્દીન સાહેબ (મ. આ.)એ ભારતના કોમી રમખાણોમાં મુસ્લિમ લઘુમતીના જાન–માલ અને ધર્મસ્થાનોને વારંવાર થતા નુકસાન અને સરકારી સુરક્ષા તંત્રની અપૂરતી વ્યવસ્થા અને ગફલતનો ચીતાર ખેંચીને આવા સંજોગોમાં વીમો લેવા વિશે એક સવાલ તૈયાર કરી ડિસેમ્બર ૧૯૯૦ ઈ. સ. માં "દારુલ ઉલૂમ દેવબંદ"ના દારુલ ઈફતામાં રજૂ કર્યો અને ત્યાંના મુહતરમ મુફતી સાહેબ (દા. બ.)એ તેનો જવાબ લખ્યો અને દારુલ ઉલૂમના બીજા મુફતી હઝરાત અને અસાતિઝએ કરામે તેના પર પોતાની તસદીકી સહીઓ કરી અને જમઈય્યતે ઉલમાએ હિંદના "ઈદારએ મબાહિસે ફિકહિય્યહ")એ તે સવાલ અને જવાબ પમ્ફલેટની શકલમાં પ્રગટ કર્યો, અત્રે તે પમ્ફલેટમાંથી માત્ર જવાબ નકલ કરવામાં આવે છે.

**બિસ્મિલ્લાહિર્–રહમાનિર્–રહીમ** ૭૯૭ /અલિફ

**અલ જવાબ વ બિલ્લાહિત્તવફીક** : બીમહ ખ્વાહ જાનકા હો યા અમ્લાકકા ઈસ પાલીસીમેં મુખાતરહ, કિમાર ઔર સૂદકી શકલેં પાઈ જાતી હૈં ઔર કિમાર વ સૂદકી હુરમત કુર્આન પાકમેં મનસૂસ હે, ઈસ પાલીસીકે ઈખતિયાર કરનેમેં દોનોં કિસમકે ગુનાહ હોતે હૈં ઔર બાઝ સૂરતોંમેં માલકા ઝિયાઅ ભી હોતા હે, ઈસ લિયે ફી નફસિહી યે મુઆમલહ શર્અન નાજાઈઝ હે, લેકિન સવાલકે અન્દર હિંદુસ્તાનમેં આયે દિનકે ફસાદાત ઔર જાન વ માલકે જિન ખતરાત વ નુકસાનાતકી તરફ નિશાનદિહી કી ગઈ હે, વો અમરે વાકિઅહ હે જો કાબિલે તવજ્જુહ હે.

ઈન હાલાતમેં મજબૂરી ઔર ઝરૂરતકી બિના પર મહઝ હિફાઝત ઔર દફએ મઝર્રતકી નિય્યતસે યા કાનૂની મજબૂરિયોંકી વજહસે અપની જાન ઔર અમ્લાકકા "અઝ્ઝરરુ યુઝાલુ" ફિકહી કાઈદેકે તહત બીમહ કરાનેકી ગુંજાઈશ હોગી, ક્યૂં કે બીમહ કરા લેનેકી સૂરતમેં ફસાદિયોંકી નઝરે બદસે અમ્લાક વગેરહ ઉમૂમન્ મહફૂઝ હો જાતી હૈં. લિહાઝા મુબ્તલા બિહિ હઝરાતકો શદીદ ખતરાત ઔર નુકસાનાતકા જબ કવી અંદેશા હો ઔર ઝન્ને ગાલિબ હો ઔર અમ્લાકકી હિફાઝતકી ઔર કોઈ સૂરત ન હો, તો ઐસે હાલાતમેં બીમહ કરાનેકી ગુંજાઈશ હે.

બીમહ કરાને કે બાદ જાની યા માલી નુકસાનાત હોને પર બીમહ કંપની જો રકમ દેતી હે, ઉસમેં કદરે તફસીલ હે, જીવન બીમહમેં પાલીસી મુકમ્મલ હોને કે બાદ યા તબઈ મવ્તકે બાદ જમા કરદા રકમ સે ઝાઈદ જો રકમ મિલતી હે, વો કિમાર ઔર સૂદમેં દાખિલ હો કર નાજાઈઝ હોગી, લિહાઝા વો રકમ ફુકરાઅ પર વાજિબુત્તસદુક હોગી ઔર જો લોગ ફસાદમેં ઝુલ્મન્ મારે જાતે હૈં તો હુકૂમત પર કાનૂનન્ ચૂંકે જાન વ માલકી હિફાઝતકી ઝિમ્મેદારી હે ઔર ઉસકી અદમે હિફાઝતસે જાન ઝાઈઅ હોતી હે, લિહાઝા જમા કરદા રકમસે ઝાઈદ રકમ બતોરે ઝમાન હસ્બે મુઆહદહ હુકૂમતકી બીમહ કંપનીસે લેના દુરૂસ્ત હોગા, ઈસી તરહ હમારે અમ્લાકકે તહફ્ફુઝકી ભી ઝિમ્મેદારી હુકૂમત પર હે, લિહાઝા ફસાદમેં અમ્લાકકે ઝિયાઅકી સૂરતમેં જિસ કદર માલિય્યતકા બીમહ કરાયા ગયા હે, અમ્લાકકે તબાહ હોનેકી સૂરતમેં હુકૂમતકી બીમહ કંપનીસે મિલનેવાલી રકમકો ઝમાન

કરાર દે કર લેના મુબાહ હોગા, અલબત્તહ અગર ખૂદ માલિકકે ફેઅલસે નુકસાન હુવા ઔર અમ્લાક તબાહ હો ગઈ તો ઈસ સૂરતમેં સરકારી બીમહ કંપનીસે મિલી હૂઈ રકમસે અપની જમા કરદા રકમ રખકર બાકી રુકૂમકો તસદ્દુક કરના વાજિબ હોગા.

(હઝરત મવ. મુફતી) હબીબુર્રહમાન ખૈરાબાદી અફલ્લાહુ અન્હુ

મુફતી : દારુલ ઉલૂમ દેવબંદ ૨૭/જુમા. સાનિયહ ૧૪૧૧ સ. હિજરી

**નોટ :–** મજકૂર પમ્ફલેટની શકલમાં છપાયેલા ફતવા પર દારુલ ઉલૂમના ત્રણ (૩) મુફતી હઝરાત, હઝરત મોહતમિમ સાહિબ, હઝરત સદરૂલ મુદર્રિસિન સાહિબ, હઝરત શૈખુલ હદીસ સાહેબ અને આગલી હરોળના બાવીસ (૨૨) હઝરાત અસાતિઝએ કિરામની તસદીકી સહીઓ છે.

**(૩) ઇસ્લામિક ફિકહ એકૅડમી (ઇન્ડિયા)નો ફેસલો :**

મજકૂર ઍકૅડમીએ ૩, જુમા. ઉલાથી ૬, જુમા. ઉલા ૧૪૧૩ હિજરી સન મુતાબિક ૩૦/૩૧, ઓકટોબર અને ૧/૨, નવેમ્બર ૧૯૯૨ ઈસવી સનમાં જામિઅતુર્રશાદ આઝમગઢ ખાતે યોજાયેલ પોતાના પાંચમા ફિકહી સેમિનારમાં વીમાના મસ્અલહ માટે જે કમીટી બનાવી હતી અને મજકૂર કમીટીએ આ બાબત ફેસલાનું જે મતન તૈયાર કર્યું હતું અને બધા હાજર આમંત્રિતો સામે તે ફેસલો અનુમોદન માટે વાંચી સંભળાવવામાં આવ્યો હતો તે અક્ષરશ નીચે મુજબ છે.

મજ્મઉલ ફિકહીલ્ ઈસ્લામી કી યે કમીટી “મજલિસે તહકીકાતે શરઈય્યહ લખનવ”ને સન ઈસવી ૧૯૬૫ મેં ઈન્શૂરન્સકે સિલસિલમેં જો ફેસલહ કિયા થા, નીઝ મુલ્કકી

મુઅક્કર દરસ્ગાહ "દારુલ ઉલૂમ દેવબંદ"કી તરફસે સન ઈસવી ૧૯૯૦ મેં ઈસ બાબત જો ફતવા દિયા જા ચુકા હે, મજલિસકે ફેસ્લે ઔર દારુલ ઉલૂમકે ફતવેકો મદ્દે નઝર રખતે હૂએ મુન્દરજએ ઝૈલ કત્ઈ ફેસ્લહ કરતી હે :

"મુરવ્વજહ ઈન્શુરન્સ અગર ચે શરીઅતમેં નાજાઈઝ હે, કયૂંકે વો રિબા, કિમાર, ગરર જૈસે શરઈ તોર પર મમનૂઅ મુઆમલાત પર મુશ્તમિલ હે, લેકિન હિંદુસ્તાનકે મવજૂદહ હાલાતમેં જબકે મુસલમાનોંકી જાન વ માલ, સન્અત વ તિજારત વગેરહકો ફસાદાતકી વજહસે હર આન શદીદ ખતરહ લાહિક રહેતા હે ઈસકે પેશે નઝર "અઝ્ઝરૂરાતુ તુબીહુલ્ મહઝૂરાત" રફએ ઝરર, દફએ હરજ ઔર તહફ્ફુઝે જાન વ માલકી શર્અન અહમિય્યતકી બિના પર હિંદુસ્તાન કે મવજૂદહ હાલતમેં જાન વ માલકા બીમહ કરાનેકી શર્અન ઈજાઝત હે."

**નોટ** : ફેસ્લાના આ મતન પછી કમીટીના ૨૫ સભ્યોના નામો છે.

*(મજલ્લહ ફિકહે ઈસ્લામી ૯૪૮ ભા. ૫/૨)*

**(૪) દારુલ ઇફ્તા : દારુલ ઉલૂમ દેવબંદનો એક તાજો ફતવો :**

વીમા યોજનાની પ્રચલિત કાર્યપદ્ધતિ જોતાં શરઈ દૃષ્ટિએ તેની હકીકત જુગાર અને વ્યાજયુક્ત કારોબાર જેવી હોવાથી વીમાનો મસ્અલહ ઘણો નાજુક અને હમેશાં ચર્ચાસ્પદ રહ્યો છે અને વીમા યોજનાનું સરકારી, ગેર સરકારી હોવું અને વીમાના અનેક પ્રકાર હોવા જેવી બાબતોની જાણકારી ધીરે ધીરે મળવાથી વીમો લેવા વિશે અને વીમા કંપની તરફથી નિયમ મુજબ મળતી સહાય વીમા ધારકે ઉપયોગ કરવા બાબત મંતવ્યો બદલાતા

રહેવાથી ભારતની મરકઝી દરસગાહ "દારુલ ઉલૂમ દેવબંદ"ના દારુલ ઈફતાનો તાજો ફતવો પ્રાપ્ત કરવાનું ઉચિત જણાતાં તે બાબતનો તાજો ફતવો અત્રે સવાલ સાથે નકલ કરવામાં આવે છે :

**સવાલ :** ગુજરાતકે મવજૂદહ ફસાદાતકો દેખતે હૂએ ગુજરાતકે મુસલમાનોંકે લિયે અપની ઝિંદગી ઔર અમ્લાકકા બીમહ લેના જાઈઝ હે યા નહીં ? ઈસ પર તફસીલસે રોશની ડાલેં

મુહંમદ નઈમ બિન મવ. ઈબ્રાહીમ ભડકોદ્રવી
(શરીકે દૌરએ હદીસ, દારુલ ઉલૂમ દેવબંદ)

**બિસ્મિલ્લાહિર્ રહમાનિર્રહીમ**

**અલ જવાબ :** વબિલ્લાહિત્તવફીક : બીમહ ઝિંદગીકી પાલીસી રિબા ઔર કિમાર હરદોસે મુરક્કબ હે, દોનોંકી હુરમત નસ્સે કત્ઈસે હમેશા કે લિયે સાબિત હે, ઈસ લિયે ઝિંદગીકા બીમહ કરાના તો કત્ઈ નાજાઈજ વ હરામ હે, અલબત્તહ અમ્લાકકા બીમહ મવજૂદહ ફસાદાતકે હાલાતકો દેખતે હૂએ કરાનેકી ઈજાઝત હે, બશર્તે કે જિસ કદર અમ્લાકકા નુકસાન હુવા હે ઈત્ના હી હુકૂમતસે લિયા જાએ, ઈસસે ઝયાદહ હાસિલ ન કિયા જાએ, તફસીલ કે લિયે જવાહિરુલ ફિકહ જિલ્દે સાની જિસ્મેં બીમહ પર સૈર હાસિલ બહસ હે મુલાહઝહ કિયા જાએ. ફકત વસ્સામ.

અસાબ મન અજાબ — હબીબુર્રહમાન અફલ્લાહુ અન્હુ

મુહમદ અબ્દુલ્લાહ અલ કાસિમી — મુફતી દારુલ ઉલુમ દેવબંદ

અલ જવાબુ સહીહુન ૧૩, સફર ૧૪૨૩ (૨૭/૪/૨૦૦૨)

મહમૂદ હસન ગુફિરલહુ બુલંદ શહેરી–કફીલુર્ રહમાન

**નોટ :–**"દારુલ ઉલૂમ દેવબંદ"ના દારુલ ઈફતાનો વીમા વિશેનો એક ફતવો જે હિજરી સન ૧૪૧૫ના પાછલા ગાળામાં લખાયેલો છે, જેના પર દારુલ ઉલૂમના પાંચ મુફતી હઝરાતની તસદીકી સહીઓ પણ છે, "જેમાં ભયગ્રસ્ત વાતાવરણમાં પણ વીમો લેવાને નાજાઈઝ અને હરામ લખ્યું છે અને મુસ્લિમોએ વીમા યોજનાથી અલગ રહેવાને લાઝિમ ઠરાવ્યું છે." મજકૂર ફતવો "જામિઅતુર્રશાદ" આઝમગઢ માસિકના ઓગષ્ટ ૧૯૯૫ મુતાબિક રબી. અવ્વલ ૧૪૧૬ના અંકમાં છપાયો હતો. અહકરે "દારુલ ઉલૂમ દેવબંદ"ના દારુલ ઈફતાના મજકૂર ફતવા ઉપર સહીઓ કરનાર મુફતી હઝરાતનો તાજો ફતવો પ્રાપ્ત કરીને અત્રે શામેલ કર્યો છે, એટલે ૧૪૧૫ હિજરી સનવાળો ફતવો નકલ કરવાની ઝરૂરત જણાતી નથી.

અહકર **ઇસ્માઈલ હાજી ઈબ્રાહીમ ભડકોદ્રવી** ગુફિર લહૂ
ખાદિમે ઈફતા : દારુલ ઉલૂમ કંથારીઆ
ખાદિમે હદીસ : જામિઅહ, જંબુસર
૯, રબી. અવ્વલ ૧૪૨૩ –૨૨–૫–૨૦૦૨ બુધવાર

